૭૮૬

બારી તઆલા ફરમાવે છે કે,

"મારા તે બંદાઓને (ભય નથી) ખુશ ખબરી સંભળાવી દયો કે જેઓ વાતો સાંભળે છે, (અને) તેમાંથી સારી વાતની તાબેદારી કરે છે, એજ લોકોને અલ્લાહ તઆલાએ હીદાયત કરી છે, અને એઓજ અકલમંદ છે."

# શમશીરે સદાક્ત.

અથવા

# હુસામુલ હરમૈનનું પોકળ.

રચી અને છપાવી પ્રસિધ્ધ કરનાર—

હાશિમ યુસુફ ભરૂચા. "[illegible]ાર."

ઈશાઅતુલ ઉલુમ.

મદ્રસા મોહમ્મદીયા અરબીયા ઈસલામીયા. રાંદેર.

હારમાળા નંબર ૨૦

આવૃત્તિ પહેલી. — પ્રત પાંચ હજાર.

કેટલાક સાહેબો તરફથી ભેટ.

સન ૧૯૨૬. ઈસ્વી.



## પ્રસ્તાવના.

### બિસ્મિલ્લાહી સુબહાનહુ વ તઆલા.

### વસ્સલાતો વસ્સલામો અલા રસુલેહી મનિર્તઝા.

એહલે ઇસ્લામની ખીદમતમાં મારૂં આ નાનકડું પુરતક ધરૂં તે પહેલાં જણાવવાની રજા લઉં છું કે ગઇ તા. ૨૬-૧૨-૨૫ ને રોજ એક ઘણોજ વિચિત્ર મુનાઝેરો રાંદેરમાં થઇ ગયો, જેમાં બીદઅતીઓ તરફથી મુનાઝેર, નામના કહેવાતા મોલવી હશમત અલી લખનવી બીદઅતી, અને એહલે સુન્નત વલ જમાઅત તરફથી મુનાઝેર, શેરે ગુજરાત મૌલાના મૌલવી હાફેઝ મોહમ્મદ હુસૈન રાંદેરી સાહેબ હતા. મુનાઝેરાનો વિગતવાર એહવાલ તો પરચાઓના રૂપમાં ઘણા સાહેબો તરફથી પ્રગટ થઇ ચુકયો છે, એટલે બધી વિગતનો ખુલાસો ન કરતાં માત્ર ટુંકમાં એટલુંજ જણાવું છું કે મુળ બાબત મુનાઝેરાની એ હતી કે બીદઅતીઓ હઝરતે દેવબંદનું કુફ્ર સાબેત કરશે પણ એ વાતનું છેવટ એવા શબ્દોમાં આવ્યું કે "હિફ્ઝુલ ઇમાનની ઈબારતના **અક્ષરે અક્ષર મોહજ્જદમાં નથી. જો તમો તેના અક્ષરે અક્ષર કાઢી આપો તો હું મારી હાર કબુલવા તૈયાર છું અને હવે હું બીજા કોઇ પણ વિષય ઉપર વાદવિવાદ કરવા માંગતો નથી.** "

ઉપલાં વાકયો બીદઅતી સાહેબના છેવટ સુધી રહ્યાં એટલે મુનાઝેરાને છેલ્લી સલામ કરવી પડી. એ બાબતનો ઘણો ખુલાસો મેં મારા હેન્ડબીલમાં છપાવ્યો હતો, અને આ પુસ્તકના ચોથા બોહતાનમાં એ બાબતનો સંપૂર્ણ ખુલાસો છે. તે જો વાંચનાર જોશે તો જણાઇ આવશે. મુનાઝેરા પછી એહલે બીદઅતનાં પણ ઘણા પરચાઓ છપાઈ બહાર પડયા. તે જો કોઈ મુનાઝેરામાં હાજર રહેલો માણસ જોશે તો તે પરચાઓના જુઠ માટે અલઅમાન, અલહફીઝના શબ્દો વાપરવા વગર રહેશે નહીં. ખેર એ મુનાઝેરા પરથી મારી સમજમાં એ વાત આવી કે બીચારા અભણ લોકોને બેહકાવી માત્ર પૈસા કઢાવવાને માટે એઓ એહલે હકને કાફર કહેવામાં પોતાને ઘણા બહાદુર સમજે છે, અને માત્ર પોતાની દોઝખ પુરવા કોઇ ગુમરાહ થાય તેની પણ પરવા કર્યા વગર જેમ ધ્યાનમાં આવે તેમ બકવો કરે છે. અને એ નિચ નેમમાં ફાવવા એઓએ પોતાનું હથ્યાર હુસામુલ હરમૈન બનાવ્યું છે. હવે એ કીતાબ કેટલી બધી તરકટી છે, તે જાણનારાઓ તો જાણે છે. પણ જેઓ અંજાણ છે, અને જેઓ ઉર્દુ પણ સારી રીતે જાણતા નથી. તેઓની જાણ માટે મેં મજકુર કીતાબ લખવી યોગ્ય ધારી પબ્લીક સનમુખ ધરી છે. જો કે હુસામુલ હરમૈનનું પોકળ ઉર્દુ રિસાલાઓએ તો ક્યારનું પ્રગટ કરી દીધું છે. પણ ખાસ કરી ગુજરાતમાં ગુજરાતીમાં એનું પોકળ પ્રગટ કરવું જરૂરી ધારી મેં આ રિસાલો લખ્યો છે.

વાંચનાર જો એને પુરો જોશે તો તેને ખાત્રી થશે કે ખરી હકીકત શું છે. મેં દરેક બોહતાનોને બોહતાન સાબેત કરવા માટે બન્ને પક્ષની કીતાબોનીજ ઇબારત કામમાં લીધી છે કે જેથી કોઇ પણ માણસ નકાર ન કરી શકે.

આમ લોકોથી આ વાત છાની નથી કે બીદઅતીઓની મંડળીમાં અત્રે ગુજરાતમાં માત્ર [illegible] ખાનાના તાજીયા પરસ્તો, મિરાસીઓ, અને અભણ બનારસીઓ વગર બીજા કોઇ પણ

એહલે ઈસ્લામી નથી. એઓની અકસર વાએઝોમાં [illegible] ઉપર [illegible], અને [illegible] બીજું કાંઇ નથી. અને વાએઝોમાં માત્ર એહલુલ્લાહને માથે ઓઢી અને તાજીયા પરસ્તી જેવી ગુંડી રસમોની બુનયાદને મજબુત કરવા વગર બીજું કાંઇ નથી. એઓની સીયાહ કારકીર્દીનું જો વિગતવાર બયાન કરવા બેશીએ તો મોટાં પુસ્તકો લખાય પણ હું તો એવી નજાસતમાં ઢેફું ફેંકવું પસંદ કરતો નથી. મેં તો આ પુસ્તકમાં માત્ર જે બાબતો આમ લોકોને જણાવવી જરૂરી હતી તેજ જણાવી દીધી છે.

મને હેરત થાય છે કે હાલમાં એઓના જે મુનાજેરો છે તેઓએ એહલે સુન્નત વલ જમાઅતના અસંખ્ય ખાસડાઓ ખાધાં છતાં હજી પણ મસતકની ચામડીને જેવી ને તેવીજ બતાવે છે. મને તો લાગે છે કે શયતાનની ચામડી પણ એટલી બધી બેહયા ન હશે. બીજી હેરત પમાડે એવી વાત એક એ છે કે એઓના ગુરૂ ઘંટાલોની સવારી જ્યાં નીકળે છે ત્યાં તેમની પાછળ સો પચાસ મિરાસીઓ, સો પચાસ અભણ બનારસીઓ, પીઠાંઓમાંથી દારૂ તાડી પીને હાથમાં મોટી લઠોને લઇને ફરે છે. એથી ખુદા જાણે એઓની શું મતલબ હશે ? પણ જાહેરી દેખાવ પરથી તો જણાય છે કે કોઇ જબરદસ્ત લુટારો પોતાની સોસાયટી સાથે ફરવા નીકળ્યો છે.

છેવટે ટુંકમાં જણાવવાનું કે મેં દરેક બાબતનો વિગતવાર ખુલાસો મુળ ઇબારતમાં લખ્યો છે જેથી આ જગ્યાએ વધુ લંબાણ કરવાની જરૂર નથી. અને છેવટે કહીશ કે જો મારી કોઇ જગ્યાએ કાંઇ ઇબારત વિગેરેમાં ભુલ થઇ હોય તો તેથી મને વાંચક વર્ગ દરગુજર કરશે. અને છેવટનો મારો પોકાર એ છે કે તમામ સ્તુતિ રબ્બુલ આલમીનને માટે છે; અને દુરૂદ, અને સલામતીઓ તેના પ્યારા હબીબ મોહમ્મદ મુસ્તુફા (સલ)ને માટે, અને તેમની આલ, તથા તમામ મોમીનોને માટે.

ઝાર.

રાંદેર તારીખ ૫મી ફેબરવારી ૧૯૨૬





## બિસ્મીહી સુબહાનહુ વ તઆલા.

હમ્દો સલાત પછી એહલે ઇસલામની ખીદમતમાં ગુઝારીશ છે કે આજ લાંબા વખતથી આપણે જાણીએ છીએ કે સુન્નત વલ જમાઅતના હનફીઆ મર્યા આલીમોની શાનમાં બનાવટી બોહતાનોના આધારે નીચ હુમલા તેઓના અકાયદની ઉપર કરવામાં આવે છે. આજ વરસો થયાં આપણે જાણીએ છીએ કે દેવબંદી અને બરેલવી આલીમોમાં કેટલાક મસઅલાઓમાં મતફેર ચાલે છે. તેમાં બન્ને પક્ષો તરફથી પબલીકની જાણ માટે, તથા પોતાના મતની મજબુતી માટે દાખલા દલીલો રીસાલાઓના રૂપમાં પ્રગટ કરવામાં આવે છે. એ વાત એ પ્રત્યે લક્ષ આપવાવાળાઓથી છાની નથી.

આમ રીતે આ વાત તો મનાયલી છે કે જ્યારે એક માણસ આજીજ થઈ જાય છે ત્યારે તેની જીભ લાંબી થાય છે. તેવીજ રીતે એનું છેવટ આવ્યું. જ્યારે સનદી દાખલા દલીલોથી બરેલવી પક્ષ આજીજ થઈ ગયો, ત્યારે ગાળ ગલોચ તથા બનાવટી બોહતાનોને સામા પક્ષને ચુપ કરવાને માટે પોતાનો આધાર બનાવ્યો, કારણકે એઓ એટલું તો જાણતા હતા કે શાનદાર આલીમોની સામે જ્યારે આપણે એવું વર્તન ચલાવીશું તો જરૂર તેઓ પોતાની શાનનો ખયાલ કરશે. પણ શાબાશ છે દેવબંદીઓને કે મસઅલાઓની તેહકીકમાં આવા ભુડા શબ્દોનો ઉપયોગ એક ઇસલામી હોવાની શાનથી તદ્દન બેઅદબીભર્યો સમજી પોતાનું વર્તન સભ્યતાના માર્ગથી જરાએ હટાવ્યા વગર એઓની ન ખમી શકાય એવી અસભ્ય રીતને પણ ખમી. કારણકે જો એમ ન કરે, અને ચુપકીદી અખત્યાર કરે તો અજાણ લોકો પર તેથી શું અસર થશે તેનો ખયાલ કરી બુરી રસ્મોને મુસલમાનોનાં ઘરોમાંથી સદાને માટે નાબુદ કરવા પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ કર્યો ઘર ઘેર ફરી ભીખ માંગી દીની તાલીમનો મદરસો દેવબંદમાં ખોલી એહલે ઇસલામની [illegible] ખોલી અને જ્યાં સુધી પહોંચી શક્યા ત્યાં સુધી તેની નાની નાની શાખાઓ ખોલી દીને [illegible] સેવા બજાવી અને એક પેઢી [illegible] મા આવા પ્રખ્યાત આલીમો આજ

સુધીમાં બહાર પાડયા, કે જેઓ આજ જગેજગ બીદઅતો, અને ખુરાફાતીઓને નાબુદ કરવા જીવ તોડ કોશીશો કરી રહ્યા છે. એ વાત વર્તમાન પત્રોના જોનાર, અને દીની ચોપાનિયાઓ પ્રત્યે લક્ષ આપનારથી છાની નથી.

ઇલ્મે દીનની તાલીમથી બીદઅતો અને દલાલતોને મીટાવવાનો હેતુ હઝરાતે દેવબંદનો હતો. એ કારણે શેતાની લશ્કરને એઓ પ્રત્યે ક્રોધ ઉત્પન્ન થયો. કારણ કે ઇબલીસને સર્વથી વધુ ધિક્કાર ઇલ્મે દીન પ્રત્યે હતો. તેથી તેણે સામેના પક્ષનો મુકાબલો કરવા એક આલીમના દીલમાં ખોટા ખોટા વિચારો ઠસાવી તેને હસદનો ખરેખરો નમુનો બનાવી દીધો. અને તેણે પોતાના આધારના આધારે હઝરાતે દેવબંદની અકસર વાતો માટે એવી હુજ્જતોની ચીંગારીઓ કાયમ કીધી કે ફીતના ફસાદની જગે જગ આગ લાગી. જો કે એહલે દેવબંદ કોઈ પણ વાત નકલી અને અકલી દલીલો વગર કરતા ન હતા. એમ છતાં એ આગને શાંત કરતાં એક મુદ્દત વિતી ગઇ અને જ્યારે હવે એની નકામી હુજ્જતોથી એહલે બરેલવીઓથી કામ ન બન્યું, ત્યારે તેઓના કલામોમાં ફેરફાર કરવા લાગ્યા. તેમાં કેટલીએક જગ્યાએ તો એક વાકયને એક બીજી જગ્યાના એક એવા વાકયની સાથે જોડી દીધું, કે જેથી મતલબમાં આકાશ પાતાળનો ફેર પડી ગયો. અને કેટલીક જગ્યામાં તો માત્ર પોતાની તરફથી વાકયો બનાવી તેઓની તરફ તે વાકયની નીસબત કરવામાં આવી. કેટલીએક જગ્યામાં તો શબ્દો તો તેજ રહેવા દીધા, પણ લખનારની મુરાદથી ઉલટું સમજાવી દીધું. એવા એવા અનેક પ્રયત્નો કરી આમ અભણ લોકોને એહલે દેવબંદથી ધિક્કાર ઉપજાવવા કોશીશો કીધી પણ જ્યારે તેમાં પણ ધીમે ધીમે બધો ભેદ ઉઘાડો પડતો ગયો ત્યારે ઓલમાએ હરમૈન શરીફૈન પાસેથી ઉપર જણાવેલી બાબતો પ્રમાણે કલામોમાં ફેરફાર કરી જાતે ત્યાં જઈ ઉધું ચતું સમજાવી હઝરાતે દેવબંદ માટે કુફ્રનો ફતવો લીધો. અને તે ફતવાને ઘણા જોર શોરની સાથે હુસામુલ હરમૈનના નામથી પ્રગટ કીધો. ઓલમાએ હરમૈન શરીફૈન એ ફતવો તો આપ્યો, કારણ કે તેમાં એમની કલામોની ફેરફારની કરામતો હતી. પણ તેઓથી ઓલમાએ દેવબંદ છાના ન હતા. તેથી તેઓએ હઝરાતે દેવબંદને કેટલાક સવાલો એવા પુછ્યા કે જેમાં એહલે સુન્નત વલ જમાઅત તથા વહહાબીયા ફીરકાનો મતફેર મશહુર હતો. અને કેટલાક સવાલો એવા પુછ્યા કે જે ઉપર એવણ સાહેબ એટલે અહમદ રઝાખાન બરેલવી કુફ્રનો ફતવો એહલે દેવબંદ માટે લાવ્યા હતા. જ્યારે તેના જવાબો હઝરત મૌલાના મૌલવી ખલીલ અહમદ સાહેબે લખી જાતે અરબ દેશ ગયા, અને તેવણ સાહેબોની આગળ બધો ખુલાસો કર્યો, ત્યારે કેવા કેવા વિશેષણોની સાથે ફતવામાં બરેલવી બીદઅતીને, અને કેવા કેવા વિશેષણોની સાથે અલ્લામા ખલીલ અહમદ અને હઝરાતે દેવબંદને મનસુબ કર્યા છે, તે "અલમોહન્નદ" મંગાવી કોઇ પણ માણસ જોઇ શકે છે. એ રિસાલો મોહમ્મદ યાહયા, મદરસા મઝાહેરૂલ ઉલુમ, સહારનપુરથી ચાર આનાની કીંમતે મળી શકે છે.

જો કે એહલે દેવબંદની સાથે મતફેર તો ઘણા મસઅલાઓમાં હતો તેમાં કોઇ પણ અસલી વાદવિવાદને આગળ ન ધર્યો. માત્ર તે વાદવિવાદની દલીલો માટે જે રિસાલાઓ એહલે દેવબંદ તરફથી પ્રગટ થયા હતા. તેની ઇબારતોમાં ફેરફાર કરી અસલ રૂપથી તેનું સ્વરૂપ બદલી નાંખી બરેલવીએ સવાલો કર્યા છે. કારણ કે એને ખબર હતી કે એહલે અરબ [illegible] ભાષાને સારી રીતે સમજતા નથી. અને મોટે ભાગે તો એવા રિસાલાઓ ત્યાં સુધી જતા પણ નથી. એ વાતને સારી રીતે સમજી એવા તો છળ કપટથી થોડી [illegible]

[illegible] કરી લીધી છે તે માટે જો આપણે એને છળકપટના ઉસ્તાદના ઉસ્તાદની પણ ઉપમા આપીશું તો જરાએ દાખીલ થઈશું નહીં.

હવે જ્યારે એહલે દેવબંદ એ ઓલમાએ હરમૈન શરીફૈનનો ફતવો મોહન્નદના નામે પ્રગટ કર્યો. ત્યારે હવે કોઇ જગ્યા બાકી ન રહી. અને તેઓના રક્ષણનો કોઇ માર્ગ ન રહયો, ત્યારે અમુક મુદ્દત સુધી તો ચુપકીદી અખત્યાર કીધી. અને હવે માત્ર જે રસ્તો અખત્યાર કર્યો છે તે એજ છે કે જેઓ સારી રીતે ઉર્દુ પણ જાણતા નથી, એવા અભણોની આગળ એમ સમજાવવામાં આવે છે કે એહલે દેવબંદે જે ફતવો ઓલમાએ હરમૈન શરીફૈનથી લીધો છે, તેમાં તેઓએ પોતાની અસલ ઈબારતને બદલી નાંખી છે. માટે એઓની કીતાબો જોવી નહીં. અને વાત વાતમાં કહેવામાં આવે છે કે જેઓ એહલે દેવબંદના કુફ્ર તથા અઝાબમાં શક પણ કરે તે કાફેર છે.

વ્હાલા વાંચનાર! આ રિસાલો દલીલો વગર એક તરફી વાતો કહેવાને માટે મેં શરૂ કર્યો નથી. હું એ રિસાલાથી તને એવી દલીલોની સાથે હક્ક વાત સાબેત કરી આપીશ કે જે દલીલોમાં કોઇ શક કે સંદેહ કરવાની તને જરાએ જગ્યા જણાશે નહીં. હું જે વાતો લખીશ તે મોઢેની લખાસ નહી. કારણ કે તેમાં તો પલટી ખાવાનો પણ સમય મળી શકે છે. હું તો હક્ક અને નાહક્કને બન્ને પક્ષોના રિસાલાઓથી એવી રીતે સાબેત કરી આપીશ કે સોનાને સોનું અને પીતળને પીતળ તારે મોઢેથી તું કહી આપશે. પણ મારી દલીલોની સચ્ચાઇ માટે જે જે રિસાલાઓના હું હવાલાઓ આપું તે તારે જોવા પડશે. એ વાત હવે એટલી બધી તો ખુલ્લી થઇ ગઇ છે કે જેને માટે માત્ર બન્ને પક્ષોના રિસાલાઓ વગર કશાની જરૂર પડશે નહી. જો કે મુળ બાબત હજી શરૂ થઇ નથી. પણ તે બાબતો શરૂ થાય તે પહેલાં મારે તમહીદન કેટલાક ખુલાસાઓ કે જે જરૂરી છે તે કરવાજ જોઇએ. મુદ્દાનો ખુલાસો તો મુદ્દાની બાબતો શરૂ થશે ત્યારે થશે તે પહેલાં હું તને જણાવવાની રજા લઉં છું કે હું આગળ લખી ગયો છું કે બરેલવી બીદઅતી ફીરકાની સાથે એહલે દેવબંદના સુન્નત વલ જમાઅતના સુન્ની ફીરકાને મતફેર તો ઘણા મસઅલાઓમાં હતો પણ ઓલમાએ હરમૈન શરીફૈનથી ફતવો લેતી વખતે એહલે બરેલવીએ માત્ર ચાર કીતાબોના ઉપર જણાવ્યા પ્રમાણેની હકીકતથી કલામોમાં ફેરફાર કરી પોતાનો છળકપટ હુસામુલ હરમૈનના નામથી પ્રગટ કર્યો છે, એજ બાબતો હાલ પબલીકનું લક્ષ ખેંચી રહી છે પણ જે માણસે મોહન્નદ જોઈ છે તેની આગળ તો બધી બાબતો ઉઘાડી છે હવે જે બરેલવીએ ચાર બાબતો ચાર રિસાલાઓની પકડી બીજી બધી બાબતોને તજી દીધી છે તે બાબતો બધી બાબતોમાં ટકુ ન ચાલવાની ખુલ્લી દલીલ છે તેથી મારે હાલ જે સાબેત કરવાનું છે. તે માત્ર એટલુંજ છે કે હુસામુલ હરમૈનમાં બરેલવીએ જે ફતવા ઓલમાએ હરમેન શરીફૈન પાસેથી લીધા છે તે માત્ર ધોકો આપી લીધા છે, અને અલ્લામા ખલીલ અહમદ સાહેબે જે ફતવા ઓલમાએ હરમૈન શરીફૈન તથા સિરીયા, અને હજીઝના આલીમો પાસેથી લીધા છે તેમાં જરાએ સંદેહનો ગુંજાશ નથી. બીજું ઓલમાએ દેવબંદના અકાયદોથી ઓલમાએ હરમૈન શરીફૈન તથા સિરિયા અને હજીઝના આલેમો એક મતે છે, એટલે હવે જો કોઇ માણસ મોહન્નદમાં લખાયલા અકાયદો પર બીજો હુમલો કરશે તો ઉપલા દરએક શાનદાર આલીમોની ઉપર પણ કરેલો કહેવાશે.

હુસામુલ હરમૈન, મતબએ એહલે સુન્નત વલજમાઅત, બરેલી સન ૧૩૨૪ માં છપાયલીના [illegible] થી [illegible] આલીમોની દલીલો બરેલવી શરૂ કરે છે તેમાં ૯૭ થી ૯૯ સુધીના સફાઓ પર

મીરઝાં ગુલામ અહમદ કાદયાનીના ફીરકા માટે કુફ્રનો ફતવો પોતાની દલીલો સાથે રજુ કર્યો છે તેની સાથે એહલે દેવબંદને કાંઈ પણ સંબંધ ન હોવાના કારણે તેની ઉપર એક જરાએ કલામ કરવાની જરૂર નથી કારણ કે કાદયાની ફીરકા માટે ગંગોહ, દેવબંદ વિગેરેથી કુફ્રના ફતવાઓ આજ વરસોથી પ્રગટ થઇ ચુકયા છે. એ વાત કાંઇ દીની રિસાલાઓ જોનારથી છાની નથી. એ કાદયાની ફીરકો કતઇ કાફેર હોવાના એકરારથી કોઇ પણ મુસલમાન નકાર કરી શકતો નથી.

ઉપલી વીગતો વગર હુસામુલ હરમૈનમાં બીજી જે ચાર વિગતો છે તે માત્ર એહલે દેવબંદના ચાર મહાન આલીમોની ચાર કીતાબોના કેટલાક વાકયો ઉપર તે પણ ફેરફાર કરી, અથવા કોઇ જગ્યાએ મુરાદ ઉલટી સમજાવી ચાર બોહતાનોનું બયાન છે. તેમાં પહેલું બોહતાન અલ્લામા મોહમ્મદ કાસિમ નાનોતવી (રહ) ની ઉપર તેમની કીતાબ તેહઝીરુન્નાસના કેટલાંક વાકયો ઉપરથી ઘડવામાં આવ્યું છે. જેની હકીકત નીચે મુજબ છે.

---

# બોહતાન પહેલું.

## ખાતેમુન્નબુવતના વિષય ઉપર.

(જુઓ હુસામુલ હરમૈન સફો ૧૦૧.) "દુસરા ફીરકા વહહાબીયા અમસાલીયા (યાઅની રસુલુલ્લાહ સલલલ્લાહો તઆલા અલયહે વસલ્લમ કે છે યાસાત મિસ્લ મૌજુદ માનનેવાલે) ઓર ખ્વાતેમયાહ (યાઅને નબી સલલલ્લાહો તઆલા અલયહે વસલ્લમ કે સિવા ઓર તબકાતે ઝમીનમેં છે ખાતેમુન્નબીઇન મૌજુદ જાનનેવાલે) ઓર હમ સાબેકમેં ઉનકે અહવાલ ઓર અકવાલ ઓર યે કે વો થે ઓર ન રહે બયાન કર ચુકે હેં. ઓર વો કઇ કીસમ હેં. એક અમીરયાહ. અમીર હસન, વ અમીર અહમદ સહસવાનીયોંકી તરફ મનસુબ. ઓર નઝીરયાહ. નઝીરહુસેન દેહલવીકી તરફ મનસુબ. ઓર કાસિમયાહ, કાસિમે નાનોતવીકી તરફ મનસુબ. જીસકી તેહઝીરુન્નાસ હે. ઓર ઉસને અપને ઇસ રિસાલેમે કહા હે "બલકે બીલફર્ઝ આપકે ઝમાનેમેંભી કહીં ઓર કોઇ નબી હો જબભી આપકા ખાતેમ હોના બદસ્તુર બાકી રહેતા હે. બલ્કે અગર બીલફર્ઝ બાદ ઝમાને નબવીભી કોઇ નબી પયદા હો તો ભી ખાતમીયતે મોહમ્મદીમેં કુછ ફર્ક ન આયગા. અવામ કે ખયાલમેં તો રસુલુલ્લાહકા ખાતેમ હોના બઇ માઅના હે કે આપ સબમેં આખેર નબી હેં, મગર એહલે ફેહમ પર રોશન કે તકદ્દુમ યા તઆખ્ખુરે ઝમાનામેં બીઝઝાત કુછ ફઝીલત નહીં." હાલાંકે મુતાવયે તતીમ્મા ઓર અલઅશબાહ વન નઝાએર વગેરે હેમામે તસરીહ ફરમાઇ કે "અગર મોહમ્મદ સલલલ્લાહો તઆલા અલયહે વસલ્લમકો સબસે પીછલા નબી ન જાને તો મુસલમાન નહીં. ઇસલીયે કે હુઝુરે અકદસ સલલલ્લાહો તઆલા અલયહે વસલ્લમકા આખેરૂલ અંબીયા હોના સબ અંબીયાસે ઝમાનેમેં પીછલા હોના ઝરૂરીયાતે દીનસે

હૈ" ઔર યે મૌલવી નાનૌતવી હૈ જીસે મોહમ્મદઅલી કાનપુરી નાઝિમે નદવાને હકીમે ઉમ્મતે મોહમ્મદીયાકા લકબ દીયા." વિગેરે વિગેરે.

ઉપલી ઇબારતનો ગુજરાતી તરજુમો નીચે મુજબ છે.

" બીજો ફીરકો વહહાબીયાહ અમસાલીયાહ (એટલે રસુલુલ્લાહ (સલ) ની જેવા છ અથવા સાત નબીઓ માનવાવાળા) અને ખવાતેમયાહ (એટલે નબી (સલ)ની વગર બીજા જમીનના તબકાઓમાં છ ખાતમુનનબીઇનને મૌજુદ જાણવાવાલા) અને અમો પહેલાં તેઓની હાલતો, અને કલામો અને એ કે તેઓ હતા અને ન રહ્યા. બયાન કરી ચુક્યા છીયે', અને તેઓ કેટલીક તરેહોના છે. એક અમીરયા. એની નીસબત અમીર હુસન, તથા અમીર અહમદ સહસવાનીની તરફ છે. એક નઝીરયાહ. એની નીસબત નઝીરહુસેન દેહલવીની તરફ છે. એક કાસિમયાહ. એની નીસબત કાસિમ નાનૌતવીની તરફ છે જેની તેહઝીરૂન્નાસ છે. અને તેણે પોતાના એ રિસાલામાં કહ્યું છે કે "અગર આપણે માની લઇયે કે આપના જમાનામાં પણ જો કોઇ જગ્યાએ કોઇ નબી હોય તો પણ આપનું નબુવતને તમામ કરવાવાળાં થવું કાયદા પ્રમાણે બાકી રહે છે. અગર આપણે માની લઇયે કે નબી (સલ) ના જમાના પછી પણ કોઇ નબી પેદા થાય તો પણ નબી (સલ) ની ખાતમીયતમાં કાંઈપણ ફેર આવશે નહી. આમ લોકોના ખયાલમાં તો રસુલુલ્લાહ (સલ) નું નબુવતને તમામ કરવાવાળા થવાનો અર્થ આજ છે કે આપ (સલ) સર્વથી છેલ્લા નબી છે. મગર સમજદારો પર રોશન થશે કે જમાનાનું આગળ પાછળ હોવું અસલી ફજીલત નથી." જો કે ફતાવએ તતીમ્મા અને અલઅશબાહ વન્નઝાયેર વિગેરેમાં ખુલાસો કર્યો છે કે "અગર મોહમ્મદ (સલ) ને જો સર્વથી પાછલા નબી ન જાણે તો મુસલમાન નથી. એટલા માટે કે હુઝુરે અકદસ (સલ) નું સર્વ અંબીયાની પાછળ હોવું દીનની જરૂરીઓમાંથી છે" એ તેજ નાનૌતવી છે કે જેને મોહમ્મદઅલી કાનપુરી નાઝિમે નદવાહએ હકીમે ઉમ્મતે મોહમ્મદીયાહનો ખેતાબ આપ્યો હતો." વિગેરે વિગેરે.

ઉપલી ઇબારત હુસામુલ હરમૈનમાં અલ્લામા મોહમ્મદ કાસિમ નાનૌતવી (રહ) માટે કુફ્રનો ફતવો હાંસેલ કરવા તેમની કીતાબ તેહઝીરુન્નાસના ત્રણ વાક્યોને એક પછી એક પોતાની મતલબ બંધ બેસે તે પ્રમાણે ગોઠવી વચ્ચેથી કેટલાક શબ્દો કાઢી નાંખી લખવામાં આવી છે. હવે આપણે જે પહેલાં જોવાનું છે તે એ છે કે બરેલવીએ હુસામુલ હરમૈનમાં જે ઇબારત તેહઝીરુન્નાસની લખી છે તે તેજ તરતીબ મુજબ તેહઝીરુન્નાસમાં છે કે નહીં. જુઓ મતબએ અઝીઝ અહમદ. સહરાનપુર સન ૧૩૦૯માં છપાયલી તેહઝીરુન્નાસ સફો ૩ જો " સો અવામ કે ખયાલમેં તો રસુલુલ્લાહ (સલ) કા ખાતેમ હોના બઈમાઆના હે કે આપકા ઝમાના અંબીયાએ સાબેકકે ઝમાનેકે બાઅદ, ઔર આપ સબમે આખેર નબી હેં. મગર એહલે ફેહમ પર રોશન હોગા" કે તકદ્દુમ યા તઆખ્ખુરે ઝમાનીમે બીઝઝાત કુછ ફઝીલત નહીં."

અર્થ—"આમ લોકોના ખયાલમાં તો રસુલુલ્લાહ (સલ) નું નબુવતને તમામ કરવા-

ખાત્મ થવાનો અર્થ એ છે કે આપ (સલ) નો જમાનો આગલા અંબીયાના જમાનાની પછી, અને આપ (સલ) સર્વથી છેલ્લા નબી છે, મગર અહલેફહેમ પર રોશન થશે કે જમાનામાં આગળ પાછળ હોવું અસલી ફઝીલત નથી." વળી આગળ જતાં સફા ૧૪. પર છે કે "બલકે અગર બીલફર્ઝ આપકે જમાનેમેંભી કહીં ઔર કોઈ નબી હો જબભી આપકા ખાતેમ હોના બદસ્તુર બાકી રહેતા હે." અર્થ. "જો આપણે માની લઇયેં કે આપના ઝમાનામાં પણ જો કોઇ જગ્યાએ કોઈ નબી હોય તો પણ આપ નબુવતને તમામ કરવાવાળા કાયદા પ્રમાણે બાકી રહે છે." વળી આગળ જતાં સફા ૨૮. પર છે કે "બલકે અગર બીલફર્ઝ બાઅદ ઝમાનયે નબવી (સલ) ભી કોઇ નબી પયદા હો તો ફીરભી ખાતમીયતે મોહમ્મદીમેં કુછ ફર્ક ન આયેગા." અર્થ. "અગર આપણે માની લઇએ કે નબી (સલ) ના ઝમાના પછી પણ કોઈ નબી પેદા થાય તોપણ નબી (સલ) ની ખાતમીયતમાં કાંઇ ફેર આવશે નહીં."

ઉપલાં ત્રણ વાકયો જે જુદી જુદી જગ્યાઓએ હતાં તે ત્રણને આગળ પાછળ એટલે સફા ૧૪. ના વાકયને પહેલાં, અને સફા ૨૮ ના વાકયને તે પછી, અને સફા ૩ ના વાકયને સર્વથી છેલ્લાં શું તરતીમે ગોઠવ્યાં છે કે એક પછી એક વાકયને જો કોઇ વાંચે તો તેના દીલમાં શંકા પેદા થયા વગર રહે નહીં કારણ કે અલ્લામા નાનૌતવીના કલામો લખ્યા અગાઉ એક કૌંસમાં લખ્યું છે કે "રસુલલુલ્લાહ (સલ)ના જેવા છ, અથવા સાત માનવાવાળા" અને બીજા કૌંસમાં લખ્યું છે કે "નબી (સ) વગર બીજા જમીનના તબકાઓમાં છ ખાતમુનનબીઈનને મૌજુદ જાણવાવાળા." લખી પછી અલ્લામા નાનૌતવી (રહ) ના ઉપર બતાવેલાં ત્રણ વાકયોને બીદઅતીએ આપેલી તરતીબ મુજબ લખી જો કોઇ આલીમની આગળ ધરે તો કુફ્રનો ફતવો મળવા વગર રહે નહી.

હવે આપણે જે જોવાનું છે તે એ છે જે એ ત્રણ વાકયો તેહઝીરુન્નાસમાં છે, તેની આગળ પાછળ. તેમ તેહઝીરુન્નાસમાં કોઇ બીજી જગ્યાએ બરેલવીએ જે મતલબ ઉપલી ઇબારત પરથી ઓલમાએ હરમૈન શરીફૈનને ઠસાવી છે તેની વિરૂદ્ધ કોઇ લેખ છે કે નહીં. તો જેણે એ રિસાલો જોયો હશે તેનો બાપોકાર કહી આપશે કે નહીં ! અને ખરેખર ! તેમજ છે. અને હવે હું એજ બાબત એજ વાકયોના આગળા પાછળા વાકયોથી તથા એજ કીતાબના બીજાં વાકયોથી સાબેત કરી આપીશ. પણ સર્વથી પહેલાં તો એ વાત જાણવી જોઇએ કે એ કીતાબ કયા વિષય પર લખાયલી છે. અને એ કીતાબ લખવામાં અલ્લામા (રહ) નો મુખ્ય હેતુ શું છે ? તે બાબતથી પહેલાં દરેક જણને વાકેફ થવાની સખત જરૂરત છે.

અલ્લામા નનૌતવી (રહ) એ જે બાબત એ કીતાબમાં લખી છે તેની મતલબ રસુલુલ્લાહ (સ) ની ખાતમીયતને કામીલ અને સંપુર્ણ સાબેત કરવાની છે. એટલે આપ ( સ• ) પછી બીજા કોઈ પણ નબીની જરૂરત નથી. અલ્લામાએ એ કીતાબમાં જે કાંઇ લખ્યું છે તે બધાનું ટુંકમાં હાંસેલ એ છે કે "નબુવતનું ખતમ થવું બે તરેહથી છે. તેમાં પહેલી તરેહ તો એ છે કે નબી (સ) જમાનાના એતબારથી નબુવતના સીલસીલાને તમામ કરવાવાળા હતા. એટલે આપ (સલ) ની નબુવતનો જમાનો આગળા બધા અંબીયા (અલ) ની નબુવતના પાછળ હતો. એટલે હુઝુર (સલ)

જમાનાના એતેબારથી પણ નબુવતના સીલસીલાને તમામ કરવાવાળા હતા, અને બીજી તરેહ એ પણ છે કે હઝરત (સલ) જાતના એતેબારથી પણ નબુવતના સીલસીલાને તમામ કરવાવાળા હતા. કારણકે આગળા તમામ અંબીયાની નબુવત આપ (સલ) નીજ નબુવતની ઉપર તમામ થઈ. એથી સાબેત થઇ ગયું કે નબી (સલ) જેવી રીતે જમાનાના એતેબારથી ખાતેમુનનબીઈન હતા તેવીજ રીતે જાતના એતેબારથી પણ હતા. કારણ કે જે વસ્તુ બીલઅર્ઝ હોય છે, તે બીઝઝાતની ઉપર ખતમ થાય છે, અને બીઝઝાતની પાછળ સીલસીલો ચાલતો નથી. પહેલાં જાણવું જોઇએ કે મનતેકમાં બીલઅર્ઝ તે ચીજને કહેવામાં આવે છે કે જે જાતે સંપૂર્ણ ન હોય જેને જાતે સંપુર્ણ થવા માટે કોઇ બીજી જાતની જરૂર પડે. અને બીઝઝાત તે ચીજને મનતેકીયો કહે છે કે જે જાતે સંપુર્ણ હોય.

બીજા આગલા નબીયોની નબુવત બીલ અર્ઝ હતી, કારણ કે જો અગર બીઝઝાત હતે તો નબુવતનો સીલસીલો ત્યાંથીજ તમામ થઇ જતે. પણ કોઈ પણ આગળા નબીઓની પછી નબુવતનો સીલસીલો બંધ થયો નહીં, તે પરથી સાબેત થઇ ગયું કે આગળા બધા નબીઓની નબુવત બીલ અર્ઝ હતી. અને રસુલુલ્લાહ (સલ)ની નબુવત બીઝઝાતો ઝમાં બન્ને રીતે હતી. આગળા બધા નબીએની નબુવત આપ (સલ)નાજ વાસ્તાથી હતી. અને તમામ અંબીયા (અલ)ની નબુવત આપ (સલ)નોજ ફયઝ છે અને આપ (સલ)ની નબુવત બીજા કોઇનો પણ ફયઝ નથી. આપ (સલ) પરજ નબુવતનો સીલસીલો પુર્ણ થઇ જાય છે. અને જેવી રીતે આપ ઉમ્મતના નબી છે તેવીજ રીતે નબીયોના નબી પણ છે. એ વાત બારી તઆલાએ પોતાના પવિત્ર કલામમાં ઘણીજ સાફ રીતે ફરમાવી છે કે **"અને અલ્લાહ તઆલાએ નબીઓ પાસેથી એકરાર લીધો કે તમોને કીતાબ, અને હીકમત આપી છે. પછી તમારી પાસે એક રસુલ આવશે જે તમારી કીતાબોને સત્ય ઠેરવશે. તો તમો જરૂર તેની ઉપર ઇમાન લાવજો, અને તેની મદદ કરજો."** અને અંબીયા (અલ) ની પાસેથી પણ આપ (સ) પર ઇમાન લાવવા તથા આપ (સલ) ની તાબેદારી કરવા વાયદા લેવામાં આવ્યા. તેમ આપ (સલ) નું ફરમાવવું કે **"અગર મુસા (અલ) પણ જીવતા હતે તો મારી તાબેદારી કરતે."** તેમજ ઇસા (અલ) પણ જ્યારે આસમાન પરથી ઉતરશે તો હઝરત (સલ) નીજ શરીઅતની ઉપર અમલ કરશે. ઉપલી દરેક વાતોથી સાબેત થઇ ગયું કે હુઝુર (સલ) ની નબુવત બીઝઝાત પણ હતી, માટે જો કોઇ માણસ આપ (સલ) ને માત્ર જમાનાના એતેબારથી ખાતેમુનનબીઇન કહેશે તો કમાલ દરજાની સરદારી, અને છેવટના દરજાની બુલંદી કહેવાશે નહી. છેવટના દરજાની બુલંદી, સરદારી, શરફ, અને ફઝલ તો ત્યારેજ કહેવાશે કે આપ (સલ) ને જાત, અને જમાના બન્નેના આધારે ખાતમુનનબીઇન કહેશે."

ઉપલી મતલબનો રિસાલો તેહઝીરૂન્નાસ છે. એ બાબત હું એજ રિસાલાની ઇબારતોથી સાબેત કરીશ કે જેથી કોઇ પણ મુસલમાનને એક જરાએ શક રહેશે નહીં. પણ મારે પહેલાં હુસામુલ હરમૈનમાં લખેલાં વાકયોનાં આગળ પાછળના વાકયો સમજાવવાની જરૂર છે કે જેથી તે વાકયો શા માટે લખવામાં આવ્યાં છે તેની પુરેપુરી સમજ પડી જાય.

અલ્લામા નાનોતવી (રહ) ને પુછવામાં આવેલા એક સવાલના જવાબમાં શરૂઆતમાંજ ૩. જો સફે પોતાનો જવાબ શરૂ કરતાંજ લખે છે કે, "બાઅદ હમ્દો સલાતકે કબ્લે અર્ઝે જવાબ યે ગુઝારીશ હૈ કે અવ્વલ માઅના ખાતમુન્નબીઇન માઅલુમ કરના ચાહીયે,

તાકે ફેહમે જવાબમે કુછ દીક્કત ન હો, "સો અવામકે ખ્યાલમેં તો રસુલુલ્લાહ (સલ) કા ખાતેમ હોના બઇમાઅના હે કે આપકા ઝમાના અંબીયાએ સાબેકકે ઝમાનેકે બાઅદ, ઓર આપ સબમે આખેર નબી હેં, મગર એહલે ફેહમપર રોશન હોગા કે તકદ્દુમ યા તઆખ્ખુરે ઝમાનીમે બીઝ્ઝાત કુછ ફઝીલત નહીં." ફીર મકામે મદહમે "વલા કીન્નર્રસુલલ્લાહે વ ખાતમન્નબીઇન" ફરમાના ઇસ સુરત મેં કયુંકર સહી હો સકતા હે. હાં! અગર ઈસ વસ્ફકો અવસાફે વસ્ફમેં ન કહીયે, ઓર ઇસ મકામકો મકામે મદહ કરાર ન દીજીયે તો અલબત્તા તઆખ્ખુરે ઝમાની સહીહ હો સકતી હે, મગર મેં જાનતો હું કે એહલે ઇસલામમેંસે કીસીકો યે બાત ગવારા ન હોગી,' અર્થ. સ્તુતી અને દુરૂદ પછી જવાબ આપું તે પહેલાં એ અરજ છે કે પહેલાં તો ખાતમુન્નબીઈનના અર્થ જાણવા જોઇએ કે જેથી જવાબને સમજવામાં કાંઇ તકલીફ ન પડે. "આમ લોકોના ખયાલમાં તો રસુલુલ્લાહ (સલ) નું નબુવતને તમામ કરવાવાળા થવાનો અર્થ આજ છે કે આપ (સલ) નો જમાનો આગળા અંબીયાના જમાનાની પાછળ અને આપ ( સલ ) સર્વથી છેલ્લા નબી છે. મગર સમજદારો પર તો રોશન થશે કે જમાનામાં આગળ પાછળ હોવું અસલી ફઝીલત નથી." પછી તઅરીફની જગ્યા પર "મગર અલ્લાહના રસુલ અને ખાતમુન્નબીઇન છે" ફરમાવવું ઉપલી સુરતમાં કેવી રીતે દુરૂસ્ત થઇ શકે છે. હા! અગર આ તારીફને તારીફ ન કહીએ અને આ વખાણની જગ્યાને વખાણની જગ્યા ન સમજીએ તો ખરેખર ખાતમીયત જમાનાના પાછળ હોવાના એતબારથી સહી થઇ શકે છે. મગર હું જાણું છું કે એહલે ઇસલામમાંથી કોઇને પણ એ વાત ગવારા ન થશે."

ઇનસાફ! વાંચનાર ખુદાનો ખોફ કરી તારા દીનો ઇમાનનાં સોગંદથી કહે કે ઉપલી અલ્લામાની ઇબારતમાં હુસામુલ હરમૈન વાળુ વાકય છે કે નહી? અને કહે. કે શું ઉપલી ઇબારતથી સાબેત થઇ શકે છે કે અલ્લામાનાનોતવી (રહ) રસુલે કરીમ (સલ)ના પછી બીજા છ અથવા સાત નબીઓના વજુદ ને મૌજુદ માને છે? કદી નહીં! માત્ર ખાતમુન્નબીઇનમાં જાતના એતેબારથી ખાતમુન્નબીઇન સાબેત કરવામાં અકમલ દરજાની ફઝીલત સમાયલી હોવાથી જમાનાના એતબારે ખાતમુન્નબીઇન હોવા પર જાતના એતેબારે ખાતમુન્નબીઇન હોવાને વધુ શ્રેષ્ટા આપે છે. હવે આપણે હુસામુલ હરમૈનમાંથી એક બીજું વાકય લઇએ જે તેહઝીરૂન્નાસના ૧૪ માં સફા પર છે

"અગર ફર્ઝ કીજીયે આપકે ઝમાનેમેંભી ઈસ ઝમીનમેં યા કીસી ઓર ઝમીનમેં યા આસમાનમેં કોઈ નબી હો તો વો ભી ઈસ વસ્ફે નબુવતમેં આપકાહી મોહતાજ હોગા. ઓર ઉસકા સીલસીલયે નબુવત બહર તૌર આપ પર મુખતતીમ હોગા. ઓર કયું ન હો! અમલકા સીલસીલા ઇલ્મ પર ખત્મ હોતા હે, જબ ઈલ્મ મુમકીનલીલ બશરહી ખત્મ હો લીયા તો ફીર સીલસીલયે ઇલ્મો અમલ કયા ચલે! ગરજ ઇખતેતામ અગર બઇમાઅના તજવીઝ કીયા જાવે જો મેંને અર્ઝ કીયા તો આપકા ખાતેમ હોના અંબીયાએ ગુઝશ્તાહીકી

નીસબત ખાસ ન હોગા "બલકે અગર બીલફર્ઝ આપકે ઝમાનેમેંભી કહીં ઓર કોઈ નબી હો જબભી આપકા ખાતેમ હોના બદસ્તુર બાકી રહેતા હે" મગરજયસે ઈત-લાકે ખાતમુનનબીઈન ઇસ બાતકો મુકતઝી હે કે ઇસ લફ્ઝમેં કુછ તાવીલ ન કીજીયે." અર્થ. "અગર માની લ્યો કે આપના જમાનામાં પણ આ જમીન પર અથવા બીજી કોઇ જમીનમાં અથવા આસમાનમાં કોઈ નબી હોય તો તે પણ નબુવતના વસ્ફમાં આપનોજ મોહતાજ થશે. અને તેની નબુવતનો સીલસીલો હર તરેહથી આપનીજ નબુવત પર પુરો થશે. અને કેમ ન થાય! અમલનો સીલસીલો ઇલ્મ પર પુરો થાય છે, જયારે ઇલ્મ ઇનસાનને જેટલો આપવો બનવા જોગ હતો તે નબી (સલ) પર તમામ થઈ ગયો તો પછી ઇલ્મ, અને અમલનો સીલસીલો શું ચાલે! અગર નબુવતનું તમામ થવું જો એજ અર્થ રાખતું હોય કે જે મેં ઉપર બયાન કીધું તો આપ (સલ) નું નબુવતને તમામ કરવાવાળા થવું માત્ર પાછલા નબીઓ માટે ખાસ ન થશે "બલકે અગર જો આપણે માની લઇએ કે આપના જમાનામાં પણ જો કોઇ જગ્યાએ કોઈ નબી હોય તો પણ આપનું નબુવતને તમામ કરવાવાળા થવું કાયદા પ્રમાણે બાકી રહે છે." પણ ખાતમુન્નબીઇનનો હુકમ આ વાતને ચાહે છે કે એશબ્દમાં કાંઇ પણ તાવીલ ન કરો. (તાવીલ એટલે મન ઘડત અર્થ.) વ્હાલા વાંચનાર! સોગંદ પુર્વક કહે કે હુસામુલ હરમૈનવાળું વાકય ઉપલી ઇબા-રતમાં છે કે નહીં? જો, તે પછી જે લખે છે કે "પણ ખાતમુન્નબીઇનનો હુકમ આ વાતને ચાહે છે કે એ શબ્દમાં કાંઇ પણ તાવીલ ન કરો." એ ઇબારતેજ હુસામુલ હરમૈનની ઇબારતને કેવી રીતે રદ્દ કરી છે કે હવે એમાં કોઇ પણ કલામનો સમાવેશ થઇ શકે છે? શું! ઉપલી ઇબારતથી અલ્લામા નાનોતવીનો એવો અકીદો સાબેત થાય છે કે નબી (સલ) પછી પણ બીજા છ યા સાત નબીનું વજુદ બનવા જોગ છે? કદી નહીં! હવે આપણે ત્રીજુ વાકય લ્યો જે તેહઝીરુન્નાસના સફા ૨૮ પર છે.

"હાં! અગર ખાતમીયત બમઅના ઇત્તેસાફે ઝાતી બ વસ્ફે નબુવત લીજીયે જયસા ઈસ હેચમદાંને અર્ઝ કીયા હે તો ફીર સિવા રસુલુલ્લાહ (સલ) ઓર કીસીકો અફરાદે મકસુદ બીલબલકમેંસે મોમાસિલે નબવી (સલ) નહીં કેહ સકતે, બલકે ઇસ સુરતમેં ફકત અંબીયાકી અફરાદે ખારજીહી પર આપકી અફઝલીયત સાબેત ન હોગી (બલકે) અફરાદે મુકદરા પરભી આપકી અફઝલીયત સાબેત હો જાયેગી. બલકે અગર બીલફર્ઝ બાઅદ ઝમાને નબવી (સલ) ભી કોઈ નબી પયદા હો તો ફીરભી ખાતમીયતે મોહમ્મદી (સલ) મેં કુછ ફર્ક ન આયગા." ચે જાયે કે આપકે મોઆસિર કીસી ઓર ઝમીનમેં!" અર્થ. "હા! રસુલુલ્લાહ (સલ) ખાત-મુન્નબીઇન હોવાના અર્થ અગર આ લેવામાં આવે કે આપ (સલ) નીજ જાત નબુવતની સીફત સાથે ખાસ છે જેવી રીતે મેં બયાન કીધું. તો પછી માત્ર રસુલુલ્લાહ (સલ) વગર બીજા કોઇ પણ નબીને આપ (સલ) જેવા કહી શકતા નથી

બલકે એ સુરતમાં માત્ર પાછલા બધા અંબીયા પર આપની શ્રેષ્ટતા સાબેત ન થશે. બલકે આપણે જો બીજા કોઇ નબીયોને ધારી લઈએ તો તેઓ પર પણ આપ (સલ) ની અફઝલીયત સાબેત થશે. "બલકે અગર જો આપણે માની લઈએ કે હઝરત (સલ) ના જમાના પછી પણ જો કોઇ નબી પયદા થાય તો પણ આપ (સલ)ની ખાતમીયતમાં કાંઇ ફેર આવશે નહીં." પછી આપના જમાનાની સાથે બીજી કોઇ જમીનમાં પયદા થાય તેની શું ગણત્રી ?

જુઓ સાહેબો ત્રીજું વાકય પણ હુસામુલ હરમૈનવાળું ઉપલી ઇબારતમાં આવી ગયું. શું હવે પણ લાગે છે કે અલ્લામા નાનૌતવીનો એવો અકીદો હતો કે રસુલુલ્લાહ (સલ) પછી પણ બીજા છ અથવા સાત નબીના વજુદને દુરસ્ત રાખતા હતા. ઉપલાં વાકયો સાફ રીતે પોકારી પોકારીને એમજ કહે છે કે ગમે એ રીને માનો પણ નબુવ્વતનો સીલસીલો તો હુઝુરે અકદસ (સલ) ની જાતે બા બરકાત પરજ તમામ થઇ જાય છે. અને જ્યારે નબુવ્વતનો સીલસીલોજ બંધ થઇ ગયો તો પછી બીજા નબી શું ને વાત શું ! બરેલવીની દજ્જાલી તો જુઓ કે અલ્લામાં તો સાબેત કરે છે કે આપ (સલ) ખાતમુન્નબીઇન જાત, અને જમાના બન્નેના એતેબારે હતા. અને બરેલવી બીદઅતીએ બોહતાન આપ્યું કે આપ (સલ) ને એ ખાતમુન્નબીઇન માનતો નથી. કયાં આકાશ અને કયાં પાતાળ. એ બરેલવી બીદઅતી માટે એક માણસે જે એક શેઅરને કહયો છે તે ખરેખર ઘણોજ બંધબેસતો છે કે " અગર દજ્જાલ બર રૂવે ઝમીંનરત=હમીંનસ્તો હમીંનસ્તો હમીંનસ્ત" હવે આપણે તેહઝીરુન્નાસમાંથી બીજાં કેટલાંક વાકયો એવાં લઇએ કે એ બીદઅતીએ બતાવેલી મતલબના તદ્દન વિરૂદ્ધ હોય. જુઓ તેહઝીરુન્નાસ સફા ૩. "જીસસે તઆખ્ખુરે ઝમાની ઓર સદબાબે મઝકુર ખુદ બખુદ લાઝીમ આ જાતા હે. ઓર ફઝીલતે નબવી દોબાલા હો જાતી હે." જુઓ સફા ૪. " ઓરોંકી નબુવ્વત આપકા ફયઝ હે. પર આપકી નબુવત કીસી ઓરકા ફયઝ નહીં. આપ પર સીલસીલયે નબુવત મુખતતીમ હો જાતા હે. ગરજ જયસે આપ નબીયુલ ઉમ્મત હેં વયસે હી નબીયુલ અંબીયાભી હેં." જુઓ સફા ૧૦ " ઓર ખાતમીયતે ઝમાનીભી હાથસે નહી જાતી." જુઓ સફા ૧૦ "ઓર ઇધર તસરીહાતે નબવી મીસ્લ "અનતા મીન્ની બમનઝલતે હારૂના મીન મુસા ઇલ્લા અન્નહુ લા નબીયા બાઅદી અવ કમા કાલ" જો બઝાહેર બતર્ઝે મઝકુર ઇસી લફ્ઝ ખાતમુન્નબીઈનસે માખુઝ હે. અસબાબમે કાફી. કયું કે યે મજમુન દરજએ તવાતોર કો પહોંચ ગયા હે ફીર ઈસ પર ઇજમાઅભી મુનઅકીદ હો ગયા ગો અલફાઝે મઝકુર પસંદે મુતવાતીર મનકુલ ન હો. સો યે અદમે તવાતુર અલફાઝ બા વજુદ તવાતોરે માઅનવી યહાં અયસાહી હોગા જયસા તવાતોરે આઅદાદે રકઆતે ફરાએઝ વ વિતર વગયરા બા વજુદે કે અલફાઝે અહાદીસ મુશએર તઅદાદે રકઆતે મુતવાતીર નહીં જયસા ઉસકા મુનકીર કાફેર હે અયસાહી ઇસકા મુનકીર ભી કાફેર હો ગા." જુઓ સફા ૨૧. 'ઇશારા શનાસાને હકીકતકો યે માઅલુમ હો કે આપકી નબુવત કોનો મકાં ઝમીનો [illegible]

થામીલ છે." જે માણસ ઉપર મુજબની મતલબના વાકયો એક કીતાબમાં લખે તે કીતાબમાંથી એની વિરૂધ્ધ કોઇ કલામ કેવી રીતે નીકળી શકે.

હવે મારે ખાતમુન્નબીઇનના મસઅલામાં જે કાંઇ લખવાનું છે તે એ છે કે જો આપણે માત્ર હુસામુલ હરમૈનમાં લીધેલાંજ વાકયોની ઉપર કાંઇ કલામ કરીએ. તેની પહેલાં બે વાકયોની શરૂઆતમાંજ **બીલફ્ર્ઝ**નો શબ્દ લખવામાં આવ્યો છે, એના અર્થની તેહકીક થવી જોઇએ. બીલફ્ર્ઝના અર્થ ઉર્દુ મહાવરા પ્રમાણે ગુજરાતીમાં **ખરી છે એમ ઘડીભર માની લીધેલી વાત તથા સાબેતી વગરની ફ્કત તકરારને ખાતર માની લીધેલી** વાત એમ થાય છે. તે જો વાંચનાર સમજી લે તો પછી તેની આગળ પાછળના વાકયો પણ જોવાની જરૂર પડશે નહીં. ઉર્દુના મહાવરામાં તો એ શબ્દ મશહુર છે. અને તેને આમ લોકો જાણે છે અને કીતાબમાં પણ તેની આગળ પાછળના વાકયોને જો જોઇશું તો એ શબ્દના અર્થ પોકારીને કહેશે કે ઉપર જણાવેલાજ છે. હવે આપણે એ માટે લુગતોને જોઇએ, જુઓ.

**Hindustani English Dictionary. Printed by J. L. Cox & Son. 75 Great Queen Street, Lincoln's Inn feilds, London. Page 204 બીલફ્ર્ઝ=with *the* supposition** હવે એ ***S*upposition** ને જુઓ. **A Dictionary English & Gujaratee, Compiled by Nanabhoy Rustamjee Ranina. Printed by J Graham. Bombay. 1857. Page 1198. *S*upposition=ખરી છે એની ઘડી ભર માની લીધેલી વાત. =સાબેતી વગરની ફ્કત તકરારને ખાતર માની લીધેલી વાત.**

જ્યારે હવે આપણને બીલફ્ર્ઝના ખરા અર્થ જણાઇ ગયા ત્યારે હવે આગળ પાછળના વાકયોને પણ લેવાની જરૂર નથી. ત્યારે હવે આપણે તે વાકયોના અર્થ એમ કરીશું કે "અગર સાબેતી વગર માત્ર તકરારને ખાતર આપણે માની લઇએ કે આપના જમાનામાં પણ જો કોઇ જગ્યાએ કોઇ નબી હોય તો પણ આપનું નબુવતને તમામ કરવાવાલા થવું કાયદા પ્રમાણે બાકી રહે છે. "વાકય બીજું." અગર સાબેતી વગર માત્ર તકરારને ખાતર આપણે માની લઇયે કે નબી (સ)ના જમાના પછી પણ કોઇ નબી પેદા થાય તો પણ નબી (સલ)ની ખાતમીયતમાં કાંઇ પણ ફેર આવશે નહીં."

હવે જે ત્રીજું વાકય હુસામુલ હરમૈનમાં ગોઠવ્યું છે તે તો ઘણુંજ સાફ છે. માત્ર આ બે વાકયોની પાછળ તેને ગોઠવી જે ઇબારત બનાવી છે તેમાંજ તે મદદ કરી શકે છે. તેનું ગુજરાતી આ છે. "આમ લોકોના ખયાલમાં તો રસુલુલ્લાહ (સલ)નું નબુવતને તમામ કરવાવાળા થવાનો અર્થ એજ છે કે આપ (સલ) નો જમાનો આગળા અંબીયાના જમાનાની પાછળ અને આપ (સ૦) સર્વથી છેલ્લા નબી છે. મગર સમજદારો પર રોશન થશે કે જમાનામાં આગળ પાછળ હોવું અસલી ફજીલત નથી."

ઉપલાં ત્રણે વાકયોનો તરજુમો ઉપર મુજબ છે. પણ બધી મહોકાણ તો એ વાકયો લખવાની પહેલાં જે બે કોંસમાં બે વાકયો લખ્યાં છે તેની છે. વળી એક જગ્યામાં અલ્લામા નાનૌતવીએ એક શબ્દને ઝમાનીમેં લખ્યો છે તેને બીદઅતીએ ઝમાનેમેં લખ્યો છે, વળી એજ વાકયમાં બીદઅતીએ કેટલાક શબ્દો કહાડી નાખ્યા છે તે શબ્દો નીચે મુજબ છે. આપકા ઝમાના [illegible] આપકે ઝમાનેકે બાબદ. હવે જયારે એક માણસ જુદા જુદા સફાઓના કોઇ

કોઈ વાક્યોને એક બીજાની સાથે જેમ બંધબેસતા આવે તેમ ગોઠવે, અને તેમાંથી કોઈકોઈ શબ્દોને કાઢી નાખે અને તેમાં કોઇ શબ્દને બદલે કોઇ બીજો શબ્દ લખે અને તે ઇબારત લખવા અગાઉ પોતાનો નીચ ઇરાદો જાહેર કરે, અને ઉર્દુનો અરબીમાં તરજુમો જેમ ધ્યાનમાં આવે તેમ કરે. એટલી બધી હજ્જાજીઓ કરી જાતે જઇ ઉંધું ચત્તું ગેરજબાનવાળાને સમજાવે તો જરૂર છે કે કુફ્રનો ફતવો આપે ! તેમાં આપણે એક જરાએ તેઓને દોષીત કહીશું નહીં. પણ આપણે તો ફતવો લેવા જનારને કહીશું કે ખરેખર ધોકો આપવામાં ધોકો આપવાવાળા ઉસ્તાદનો પણ ઉસ્તાદ છે.

---

# બોહતાન બીજું.

## ઇમકાને કીઝબના મસઅલા ઉપર.

(જુઓ હુસામુલ હરમૈન સફો ૧૦૩)

"તીસરા ફીરકા વહ્હાબીયા કિઝ્ઝાબીયા. રશીદ અહમદ ગંગોહીકે પેરવ. પેહલે તો ઉસને અપને પીરે તાએફા ઇસમાઇલ દેહલવીકે ઇત્તેબાઅસે અલ્લાહ અઝઝવજલ પર યે (ઇફ્તેરા) બાંધા કે ઉસકા જુઠા હોના ભી મુમકીન હે." વળી આગળ જતાં લખે છે કે "ફીર તો ઝુલ્મો ગુમરાહીમે ઉસકા હાલ યહાં તક બળહાકે અપને એક ફતવેમેં (જો ઉસકા મોહરી દસ્તખતી મેંને અપની આંખોસે દેખા જો બમબઇ વગયરામે બારહા માઅ રદકે છપા.) સાફ લીખ ગયા કે જો અલ્લાહ સુબહાનહુ વ તઆલાકો બીલ ફેલ જુઠા માને ઓર તસરીહ કરકે (મઆઝ અલ્લાહો તઆલા) અલ્લાહ તઆલા ઝુઠ બોલા ઓર યે બળા અયબ ઉસ્સે સાદર હો ચુકા તો ઉસે કુફ્ર બાલાએ તાક, ગુમરાહી દરકીનાર, ફાસેકભી ન કહો, ઇસલીયે કે બહોતસે ઇમામ અયસાહી કહે ચુકે હેં જયાસા ઇસને કહા." અર્થ. ત્રીજો ફીરકો વહ્હાબીયા કીઝ્ઝાબીયા. રશીદ અહમદ ગંગોહીના તાબેદારો. પહેલાં તો તેણે પોતાની મંડળીના વડા ઇસમાઇલ દેહલવીની તાબેદારીથી અલ્લાહ તઆલા પર એ બોહતાન બાંધ્યું કે તેનું જુઠું હોવું પણ બનવા જોગ છે." વળી આગળ જતાં લખે છે કે "પછી તો જુલમ અને ગુમરાહીમાં તેનો હાલ એટલે દરજ્જે વધ્યો કે પોતાના એક ફતવામાં (જે સહી મોહોરવાળો મેં મારી નજરે જોયો અને મુંબઇ વિગેરેમાં ઘણીવાર રદની સાથે છપાયો) લખી ગયો કે જે બારીતઆલાને બીલફેલ જુઠો માને, વળી ખુલાસા સાથે (ખુદાની પનાહ) અલ્લાહ તઆલા જુઠું બોલ્યો, અને તેનાથી એ મોટી એબ પ્રગટ થઇ ગઇ, તો (તે માણસને) કુફ્રતો ઉંચે, ગુમરાહી દરકીનાર, ફાસેક પણ ન કહો. કારણ કે ઘણાં ઇમામો એવી રીતે કહી ગયા છે, જેમ એણે કહ્યું."

ઉપલા મસઅલામાં બરેલવીએ બકવો તો ઘણો કર્યો છે પણ ફતવો લેવા માટે અલ્લામા રશીદ અહમદ ગંગોહી (રહ) ના બોલો જે તેણે લખ્યા છે તે બોલોવાળીજ વધુ ઇબારત મે લીધી છે, કારણ કે ફતવો લેવાને માટે એટલીજ ઇબારત છે. ઉપલી ઇબારતનો સાફ ખુલાસો નીચે મુજબ છે. "રશીદ અહમદ ગંગોહી એમ કહે છે કે બારી તઆલાનું જુઠું હોવું પણ બનવાજોગ

છે. એટલા બોલ બોલ્યા પછી એટલે સુધી વધ્યો કે એક ફતવામાં એમ લખ્યું કે અગર કોઇ માણસ અલ્લાહ તઆલાને જુઠો માને, અને વધુ ખુલાસાવાર તો એમ કે બારી તઆલા જુઠું બોલ્યો, અને એ ભુંડી એબ તેનાથી થઇ ગઈ, તો એમ બોલનાર માણસને કાફેર, ગુમરાહ, અથવા ફાસેક પણ ન કહો કારણકે ઘણા ઇમામો પણ એમ બોલવાવાળા માણસને કાફેર, ગુમરાહ, અને ફાસેક કહી ગયા નહીં."

વાંચનાર ! ઉપલી ઇબારત તો કોઇ ગમે એવા જાહેલ મુસલમાનની આગળ જાય તો તે પણ બે ધડક કહી આપશે કે એ કલામ કોઇ મુસલમાનનું નથી. ત્યારે આવા મોટા આલીમોની આગળ આવા વાકયો જાય તો શું જવાબ આપે ? માત્ર એજ કે એમ બોલનાર કતઇ કાફેર છે.

બરેલવીની એ ઇબારતને હું મરદુદ સાબેત કરૂં તે પહેલાં મને વહહાબી શબ્દના અર્થ પર કાંઇ બોલવાની જરૂર છે. કારણકે એ મસઅલામાં બરેલવી ખરેખરા વહહાબીયા ફીરકાનો અકીદો રાખે છે. સર્વથી પહેલાં વહહાબી તે માણસને કહેવામાં આવતો હતો કે જે અબદુલ વહહાબ નજદીની જમાઅત કે જે ખારજી પંથ કહેવાતો હતો તે પંથના માનવાવાળાને કહેતા હતા. એ પછી એ શબ્દનો હિંદીઓએ જે મુસલમાન ગેર મોકલ્લેદ હોય તેની ઉપર ઉપયોગ કર્યો. તે પછી હાલમાં પાછા એ શબ્દના અર્થ બદલાઇ ગયા એટલે હાલમાં વહહાબીનો શબ્દ તે માણસ ઉપર વાપરવામાં આવે છે કે જે માણસ સુન્ની, હનફી, બીદઅતોને તજનાર, સુન્નતુલ્લાહ તથા સુન્નતુર્રસુલની તાબેદારી કરનાર, ભુંડા કામોને તજનાર, પાપોના કામોથી રોકનાર હોય. અને મુંબઇની આસપાસ તો જે માણસ કબરોને તવાફ તથા સજદો કરવાથી રોકે, અથવા વ્યાજને હરામ કહે, અથવા ચકલાની કસબી રાંડોને ત્યાં તથા તેઓને મજારો પર બોલાવી તબલા સારંગી સાથે તેમનું ગાનતાન ન સાંભળે, તથા છોકરીઓને વારસો અપાવે તે પણ વહહાબી છે. અને હવે તો એ શબ્દ ગાળના રૂપમાં પણ બદલાઇ ગયો છે, એટલે જો કોઈ માણસ જો કોઇને વહાબી કહે તો તેથી એમ ન સમજવું કે તે ખારજી છે, પણ તેની મતલબ એ સમજવી કે તે એહલુલ્લાહમાંથી છે, અથવા તેણે તેને ગાળ આપી, એ બેજ મતલબો થશે. હવે આ ઇમકાને કીઝબના મસઅલામાં હું જે બરેલવીને વહહાબી સાબેત કરીશ તે હાલના જે બે અર્થો મેં ઉપર લખ્યા છે તે નહીં પણ ખરેખરો વહહાબી, નજદી, ખારજી સાબેત કરીશ.

સર્વથી પહેલાં તો આપણે એ જાણવું જોઇએ કે એ બાબતમાં અલ્લામાં રશીદ અહમદ ગંગોહી (રહ)નો શું અકીદો હતો. તો તે માટે જુઓ ફતવાએ રશીદયા, જીલ્દ પહેલી, સફો ૧૧૯, જે ફતવા પર મક્કા શરીફના હનફી, શાફેઇ, માલેકી, અને હંબલી ચારે મઝહબના મહાન મુફતીઓની સહી તથા મોહરો પણ છે.

## કૃપાળુ, દયાળુ, અલ્લાહના નામથી શરૂ કરૂં છું.

**તેની સ્તુતિ, અને રસુલુલ્લાહ (સલ) પર દુરૂદ, અને સલામતીઓ પછી.**

**સવાલ—અલ્લાહ તઆલાની સાથે જુઠની સીફત લગાડી શકાય છે કે નહીં ? અને જે એવો અકીદો રાખે તેને માટે તમો શું હુકમ કરો છો ? જવાબ આપો, ખુદા તેનો બદલો આપશે.**

**જવાબ—ખચિત ખુદાપાકની સાથે જુઠની સીફત કદી પણ લગાડી શકતા નથી. અને તેના કલામમાં જુઠનું ગુમાન પણ કરી શકતા નથી. કારણકે તે ફરમાવે છે કે "અલ્લાહથી વધારે સાચો કોણ !" એમ છતાં પણ જો કોઇ માણસ એવો**

અકીદો રાખે, અને મોઢે એવો બકવો કરે તો તે મલઉન કાફેર છે. અને પવિત્ર કુરઆન, તથા હદીસ શરીફ, અને સહાબા (રદ) નો મુખાલેફ છે.

પણ હા, એહલે ઇમાનનો એવો અકીદો જરૂર છે કે બારી તઆલાએ જે કુરાને પાકમાં ફીરઔન, હામાન, અબુલહબ વિગેરેને માટે જે ફરમાવ્યું છે કે તેઓ દોજખી છે તો એ વાત ખરેખર ખરી છે. એની વિરૂદ્ધ તે કદી પણ કરશે નહીં પણ તેઓને જન્નતમાં દાખલ કરવા ઉપર બારી તઆલા શકિતવાન જરૂર છે. અશકત નથી. પણ તે પોતાના અખત્યારથી તેઓને જન્નતમાં મોકલશે નહીં.

તે ફરમાવે છે કે "અગર અમે ચાહતે તો હર જીવને હીદાયત કરતે. પણ અમારા કૌલથી સાબેત થઇ ગયું કે અમો દોજખને જીન્ન તથા ઇનસાનોથી ભરીશું." એ ઉપરથી જણાઇ આવ્યું કે અગર ખુદાપાક ચાહતે તો હર જીવને મોમીન બનાવતે. પણ તે પોતાની વાતની વિરૂદ્ધ કદી પણ કંરતો નથી. અને એ બધી વાતો તેના અખત્યારથી છે, નાચારીના કારણે નથી. કારણકે તે સર્વ શકિતવાન છે. જે ચાહે તે કરી શકે છે. એજ અકીદો ઉમ્મતના આલીમોનો છે જેવી રીતે બગવીએ "વઇન તગફેર લહુમ" માં જણાવ્યું છે કે "શીર્કનું માફ ન કરવું એ જે તેણે વાયદો કર્યો છે તેનું કારણ છે, પણ તેની જાતી શકિતના આધારે અશકય નથી." ખુદા વધારે જાણે છે.

લી० હકીર રશીદ અહમદ ગંગોહી.

સ્તુતિ તેનેજ મટે ઘટિત છે કે જે તેને માટે લાયક છે. અને તેનીજ મદદ અને તૌફીકની જરૂર છે. અલ્લામા રશીદ અહમદનો ઉપલો જવાબ જોયો છે. અને તે ખરેખર ખરો છે. જેથી નકાર થઇ શકતો નથી. દુરૂદ અને સલામતીઓ તેઓની ઉપર થાઓ કે જેવણ નબીયોને તમામ કરવાવાળા છે, અને તેઓના દોસ્તો, અને તમામ મોમીનો માટે.

લી० શરીઅતના ખાદેમ, અને ખુદાની કૃપાના ઉમેદવાર મોહમ્મદ સાલેહ બીન સીદીક કમાલ હનફી મુફતી મકકા મુકર્રમા.




મોહમદ સઇદ બીન મોહમ્મદ બાબસીલ, શાફેઇ, મુફતી મકકા મુકર્રમા.



મોહમ્મદ આબેદીન બીન શેખ હુસેન માલેકી, મુફતી, મકકા મુકર્રમા.




હફીર ખલફ બીન ઈબ્રાહીમ હંબલી ખાદેમે ઉફતા મકકા શરીફ

મહોર

ઉપલા ફતવા ઉપરથી તો સાફ જણાઈ આવે છે કે અલ્લામાગંગોહીનો અકીદો જે બરેલવી એ હુસામુલહરમૈનમાં લખ્યો છે તેથી તદ્દન ઉલટો છે. હવે જે બરેલવી એમ કહે છે કે મેં એક ફતવો મારી આંખોએ જોયો કે જેમાં એવી ભુંડી વાતો લખી હતી. તો બરેલવીજી ! એ તો તમને કમળો થઇ ગયો છે જેથી બધું પીળું દેખાય છે. એ મોઢેથી કહેવું કાંઇ ચાલે નહીં. કારણ કે તમારી દજ્જાલીઓથી એહલે હિંદના મુસલમાનોનો મોટો ભાગ અજાણ્યો નથી. તમારે તો તે સહી અને મહોરવાળો ફતવો કાઢીને બતાવવો પડશે. તમો લાખ ફરેબ કરી કાંઇનું કાંઇ પણ છપાવી મારો તો તેથી શું થઇ ગયું ! અહીઆ તો અસલ ફતવો બતાવવો પડશે.

ઉપલા મસઅલામાં અસલ વાત તો એમ છે કે મનતકી બીદઅતીઓ અને એહલે સુન્નત વલ જમાઅતના દેવબંદી ઓલમાઓમાં ઝગડો થયો કે હકક તઆલાએ જે વાયદો, તથા ઇરાદો, તથા હુકમ કર્યો છે તેના વિરૂધ્ધ કરવા ઉપર તેને શકિત છે કે નહીં ત્યારે બરેલવી બીદઅતીઓ એમ કહેવા લાગ્યા કે હકક તઆલાએ જે વાયદો, ઇરાદો, તથા હુકમ કર્યો છે, તેની વિરૂધ્ધ કરવું તેની શકિતમાં નથી. અને એ વાત તેની શકિતની તામે હોવી બનવા જોગ નથી. અને અકલના આધારે અશકય છે. હકક તઆલા પર વાજેબ છે કે પોતાના વાયદા, ઇરાદા, અને આપેલી ખબર મુજબ કરે.

દેવબંદી સુન્ની આલીમોએ કહ્યું કે હકક તઆલા પોતાના વાયદા, ઇરાદા, અને આપેલી ખબરના વિરૂદ્ધ કદી પણ કરશે નહી. પણું તેની વિરૂદ્ધ કરવું તેની શકિતમાં દાખલ છે. ઉપલા મસઅલામાં બરેલવીઓ મોઅતઝેલા, અને ખારજીઓના મતને મળતા છે. કારણકે મોઅતઝેલા, અને વહહાબીયોનો એવો અકીદો છે કે પાપીને 'સજાને બદલે સવાબ, અને નેકને સવાબને બદલે સજા કરવી એ કામ હકક તઆલાની શકિતમાં નથી કારણકે ઇનસાફ એનુંજ નામ છે. પણ સુન્નતવલ જમાઅતના આલીમોએ તેઓની અભણતા તરફ જરાએ લક્ષ ન આપ્યા વગર ઉપલા જુલમબારીતઆલાની તરફ નાચારીની નીસબત કરવાને દુરસ્ત ન સમજી. અને કુદરતને ખાસ કરી. અને તે સપુર્ણું જાતથી બધી નુકસાનીઓ દુર રાખી એવી રીતે સમજાવ્યું કે પાપી માટે સવાબ અને નેક માટે સજા માત્ર તેની શકિતમાં માનવાથી નુકસાનીનું ગુમાન કરવું માત્ર ભુંડા ફલસફાની મુર્ખતા છે. વાયદા, ખબર, અને ઇરાદાના વિરૂદ્ધ કરવાને માત્ર શકિતમાં માની લેવાથી નુકસાનીનું ગુમાન કરવું તમારી અભણતાનું ફળ છે. કારણકે વાયદા, ખબર, અને ઇરાદાના વિરૂદ્ધ તે કદી પણ

કરશે નહીં. પણુ માત્ર તેની શકિતમાં તેમ કરવાપર તેને શકિતવાન માનીશું તો તેમાં કાંઇ ખરાબી નથી. એથી શકિત આમ મનાશે. નહીં તો તેની શકિત તરફ નાચારીની નીસબત કરેલી કહેવાશે.

હવે ઉપલા મસઅલા માટે આપણે ઓલમાએ કલામના મજબુત અભિપ્રાયો, અને કલામોને જોઇએ. જુઓ ! શરહે મોવાકેફ. "તમામ મોઅતઝેલા અને ખારજીઓ કહે છે કે અગર કોઇ કબીરા ગુનાહોનો કરનાર વગર તૌબા કરે મરી જાય તો હકક તઆલા પર વાજેબ છે કે તેના ગુનાહોને ન બક્ષે. અને બારી તઆલા પર વાજેબ છે કે તેને સજા કરે. એના બે કારણો છે. એકતો એ કે બારી તઆલાએ કબીરા ગુનાહોને માટે સજાનો વાયદો, અને હુકમ કરેલો છે, અને બીજું એ કે તે સજા ન કરે તો વાયદાના વિરૂદ્ધ અને ખબરમાં જુઠ લાઝીમ આવે છે. ઉપલી મોઅતેઝેલા, અને ખારજીઓની વાતનો જવાબ એ છે કે ખબર, અને વાયદાથી વધારેમાં વધારે સજાનું કરવું લાઝીમ આવશે. પણુ વાજેબ થઈ શકતું નથી. અને બહુસતો વાજેબ પર છે. અને વાજેબ વગર શિક્ષા આપવામાં વાયદા વિરૂધ્ધ પણુ નથી અને જુઠ પણુ નથી. એમ છતાં પણુ જો કોઇ એમ કહે કે વાયદા વિરૂધ્ધ અથવા જુઠનું દુરૂસ્ત થવું તો સાબેત છે ! તેનો જવાબ એ છે કે એ પણુ અશકય છે. કારણુ કે એનું અશકય હોવું અમો અશકય માનતા નથી. અને તે અશકય કેવી રીતે થઇ શકે છે ! જ્યારે જુઠ, અને વાયદા વિરૂધ્ધ અશકય નથી, અને તેની શકિતમાં દાખેલ છે."

જુઓ ? મસાએરાહ, અને તેની શરહે મસામેરાહ "અલ્લામા કમાલ ઇબ્નેહોમામ હનફી અને તેવણુના શાગીર્દ ઇબ્ને અબીલ શરીફ મુકદ્દસી શાફઇ (રહ) વિગતવાર બયાન કરે છે કે સાહેબે ઉમદાહએ જે કહ્યું છે કે હકકતઆલાની શકિતમાં ઝુલ્મ, અજ્ઞાનતા, અને જુઠ દાખેલ થઇ શકતું નથી. એટલે તેની શકિતને એવી વાતો સાથે નીસબત કરવી સહી નથી. અને મોઅતઝેલા કહે છે કે એ વાતો તેની કુદરતમાં દાખેલ છે. પણુ પ્રગટતા અશકય છે. ઉપલી વાત જે સાહેબે ઉમદાહએ મોઅતઝેલાથી નકલ કીધી છે તે ઉંધી ચત્તી થઇ ગઈ છે. કારણુ કે મોઅતઝેલાનો એ મજહબ છે કે ઉપલી વાતો તેની શકિતથી દુર છે. અને તેની શકિતમાં છે પણુ અખત્યારની સાથે પ્રગટતા ન થવી જોઈએ એ વાત તો * અશાએરાહના મજહબથી વધારે મળતી છે. અને બારી તઆલાને બુરી વાતો લગાડવાથી દુર રાખવાને માટે એજ કૌલને વધુ દખલ છે. અને ભુંડી વાતો તેની પવિત્ર જાતની સાથે લગાડવાથી બચવું બાબે તંઝીહાતથી છે. કે જે ભુંડા વિશેષણો તેની પવિત્ર જાતથી પ્રગટતાના આધારે દુર છે. અને ખચ્ચીત ! અહીંયાજ બુદ્ધિની પરિક્ષા પણુ થઇ જાય છે કે ઉપલી બન્ને વાતોમાંથી કઈ વાત વધુ હકકતઆલાને બુરી વાતો લગાડ

---

* સુન્નત વલ જમાઅતના અકાયદના મસઅલાઓના મોટા ઇમામ અકાયદના મસઅલાઓમાં હનફી, શાફેઇ, માલેકી, હંબલી ચારે ઇમામો એમની તાબેદારી કરે છે. એવણુનું નામ હઝરત અબુલહસન અશઅરી (રદી) છે.

નાથી દુર રાખે છે. એક તો તે પવિત્ર જાતને ઉપલાં કામો કરવા પર શકિત તો છે, પણ તેનો અખત્યાર, અને ઇરાદો તેને તેમ કરવા હાં પાડતો નથી. અને બીજી વાત એ કે તે પવિત્ર જાતને તે કામો કરવા પર શક્તિજ નથી. એ બંને વાતોમાં જે વાત તે પવિત્ર જાતને ભુંડી ચીજ઼ોથી વધુ દુર રાખે તેનેજ માનવી જોઇએ અને તે વાત માત્ર અશાએરાહનીજ છે. કે તેની શકિતમાં છે પણ અખત્યારથી કરતો નથી."

ઉપર મુજબની ઘણી વાતો ઓલમાએ કલામની માતબર કીતાબોમાં મૌજુદ છે. ઉપલા બધા ખુલાસાએ ઉપરથી આપણુને જણાઇ આવ્યું કે એમાં બે મતો છે. તેમાં એક તો મોઅતઝેલા, અને બીજા સુન્નીઓ તેમાં સુન્નત વલ જમાઅતનો મત જુઓ અને અલ્લામા રશીદ અહમદ ગંગોહીનો ફતવો જુઓ, તો સાફ જણાઇ આવશે કે અલ્લામાનો અકીદો એ મસઅલામાં અશાએરાહનો છે. અને બીદઅતીઓનો અકીદો મોઅતઝેલા, અને વહહાબીઓને મળતો છે.

ઉપલી વાતો પરથી સાફ જણાઇ ગયુ કે બરેલવી માત્ર જુઠા બોહતાનોની બાંધણીથીજ લોકોમા પોતાને બુઝર્ગ મનાવવાની વ્યર્થ કોશીશ કરતો હતો. ટુંકમાં એટલુંજ જાણવું જોઇએ કે જે બોહતાન બીદઅતીઓ અલ્લામાં ગંગોહી (રહ) પર મુકે છે તે વાત તેમના ફતવામાં છે કે નહીં, અને જો ન હોય તો પછી એ બોહતાન વગર બીજું કાંઇ નથી. અને ઉપલી કીતાબોના લેખો ઉપરથી બરેલવી, વહહાબી, નજદી, ખારજી અકીદાનો પણ સાફ રીતે સાબેત થઇ ગયો.



# બોહતાન ત્રીજું.

## મલેકુલ મોત (અલ) અને શયતાનના ઇલ્મની વસઅતની ઉપર.

જુઓ હુસ્સામુલ હરમૈન. સફો ૧૦૩.

"ચોથા ફીરકા વહહાબીયા શયતાનીયાહ હે, ઓર વો રાફઝીયોં કે ફીરકા શયતાનીયાહ કી તરહ હે. વો શયતાનુલતાક કે પેરવ થે, ઓર યે શયતાને આફાક, ઇબલીસે લઇન કે પેરવ હેં. ઓર યે ભી ઉસી તકઝીબે ખુદા કરનેવાલે ગંગોહી કે દમ છલ્લે હેં. કે ઉસને અપની કીતાબ બરાહીને કાતેઆહમેં તસરીહ કી (ઓર ખુદાકી કસમ વો કતાઅ નહી કરતી મગર ઉન ચીઝોંકો જીનકે જોડનેકા અલ્લાહ અઝઝ વજલને હુકમ ફરમાયા હે) કે ઉનકે પીર ઇબલીસકા ઇલ્મ નબી સલલલ્લાહો તઆલા અલયહે વસલ્લમ કે ઇલ્મસે ઝીયાદાહ હે ઓર યે ઉસકા બુરા કૌલ ખુદ ઉસકે બદ અલફાઝમેં સફે ૪૭. પર યું હે "શયતાનો મલેકુલ મૌતકો યે વસઅત નસ્સસે સાબેત હુઈ ફખરે આલમકી વસઅતે ઇલ્મકી કોનસી નસ્સે કતઈ હે કે જીસસે તેમામ નુસુસકો રદ કરકે એક શીર્ક સાબેત કરતા હે." ઓર ઇસસે પેહલે લીખ્ખા કે. "શીર્ક નહીં તો કોનસા ઇમાનકા હીસ્સા હે." અર્થ. "ચોથો ફીરકો વહહાબીયા શયતાનયા છે, અને તે રાફઝીયોના ફીરકા શયતાનીયાહ જેવો છે. તેઓ શયતાનુલતાકના તાબેદાર હતા. અને આ શયતાને

આપાક, ઇબલીસે લઇનના તાબેદાર છે. અને એ પણ અલ્લાહને જુઠા કેહનાર ગંગોહીના ચેલાઓ છે. એણે પોતાની કીતાબ બરાહીને કાતેઆહમાં ખુલાસો કર્યો છે કે (ખુદાની સોગંદ એ કોઈ ચીજને કાપતી નથી. પણ તે ચીજોને કાપે છે કે જેને બારીતઆલા જોડવાનો હુકમ કરે છે.) તેમના પીર ઇબલીસનો ઇલ્મ નબી (સલ) ના ઇલ્મથી વધારે છે. અને એ તેનો ભુંડો કૌલ ખુદ તેનાજ હદફોમાં સફા ૪૭. પર એમ છે કે "શયતાન અને મલેકુલ મૌતને આ *વસઅત માતબર રીવાયતોથી સાબેત થઇ. ફખરે આલમના ઇલ્મની વસઅત માટે કઇ માતબર રીવાયત છે કે જેથી તમામ આયતોને રદ્દ કરી એક શીર્કને સાબેત કરે છે." અને વળી આગળ લખી ગયો છે કે "શીર્ક નથી તો કયો ઈમાનનો હીસ્સો છે?"

ઉપલું બોહતાન અલ્લામા ખલીલ અહમદની ઉપર તેમની કીતાબ બરાહીને કાતેઆહના ઉપલા વાકયોના આધારે બાંધવામાં આવ્યું છે. અસલ વાત એમ છે કે મૌલવી અબદુસ્સમીઅ રામપુરી બીદઅતી એ એક રિસાલો અનવારે સાતેઆહ નામનો લખ્યો જેમાં બીદઅતોની ના પાયેદાર ઇમારતને મજબુત બનાવવાની ખોટી કોશેશ કરવામાં આવી છે. તેના રદ્દમાં અલ્લામા ખલીલ અહમદ સાહેબ એ એક કીતાબ-લખી જેનું નામ બરાહીને કાતેઆહ રાખ્યું. બરાહીને કાતેઆહમાં અનવારે સાતેઆહની ઇબારત લખતા ગયા અને તેનું રદ્દ કરતા ગયા. હવે ઉપલું બોહતાન જે બીના પર છે તેથી સારી રીતે વાકેફ થવાને માટે આપણે તેનો ખુલાસો પહેલાં જાણવો જોઇએ કે અનવારે સાતે આહની કઇ ઇબારતને રદ્દ કરતાં ઉપલું વાકય લખવું પડયું તે માટે પહેલાં તો હું તે બન્ને કીતાબોની ઇબારત રજુ કરૂં છું. તેને જો પહેલા વાંચક વર્ગ જોશે તો તેને પછી એ વિષય સમજવાને કાંઇ પણ મુશકેલ લાગશે નહી જુઓ? બરાહીને કાતેઆહ મતબએ બીલાલીમાં છપાયલી સફા ૫૦ મો મૌલવી અબદુર-સમીઅ રામપુરી બીદઅતી પોતાની કીતાબ અનવારે સાતેઆહમાં લખે છે કે,–"એહલે સુન્નત વલ જમાઅતનો એ અકીદો છે કે અલ્લાહ તઆલાની સીફત તેવીજ રીતે અને તેવીજ હકીકતથી જે અલ્લાહ તઆલાની સાથે ખાસ છે. તેવી રીતે બીજામાં હોતી નથી. અને ખુસુસીયતના અર્થ એ છે કે (જે પણ બાબત) તેમાં મળે તે તેના વગર બીજા કોઈમાં ન મળે. હવે જમીનની સપાટીપર દરેક જગ્યાએ હાજર થઇ જવું એ કાંઇ બારીતઆલાની સાથે ખાસ નથી. તફસીરે મઆલેમુલ તનઝીલ. અને રિસાલા બરઝખ જલાલુદ્દીન સીયુતી. અને શરહેમવાહેબ અલ્લામાં ઝુરકાનીમાં છે કે મલેકુલ મૌત તમામ જીન, ઇનસાન, પ્રાણીઓ, તથા તમામ પયદા થએલા જાનદારોની રૂહપર કબજો રાખે છે: અને બારી તઆલાએ તેની આગળ દુન્યાને નાની થાળી સરખી કરી દીધી છે. અને બીજી રીવાયતમાં છે કે નાની રકાબી સરખી કરી દીધી છે. અને તે પ્રાણોને અહીંયાથી ત્યાંથી લ્યે છે. હવે ખયાલ કરો કે એક સેકન્ડમાં પુર્વથી પશ્ચિમ સુધીમાં કેટલી કીડીયો, મચ્છરો, મંકોડાઓ, પશુ, પક્ષિઓ, વિકાળ પ્રાણીઓ, માણસો મરે છે. અને

---

* વસઅત એટલે [illegible]

હરએક જગ્યાએ મલેકુલ મૌત હાજર થઈ જાય છે. અને મીશકાત શરીફમાં છે કે "મલેકુલ મૌત મૌતના વખતે મૈયતને સીરાણે રહે છે. મોમીનને પણ અને કાફેરને પણ" એ હદીસ ઘણી લાંબી છે. કાઝી સનાઉલ્લાહ એ તઝકેરતુલ મવતામાં તીબરાની અને ઇબ્ને મંદાહથી એક હદીસની નકલ કીધી છે કે "મલેકુલ મૌતએ રસુલુલ્લાહ (સલ)ને કહ્યું કે કોઈ પણ ઘર નેક અથવા બદ એવું નથી કે જે તરફ મારૂં લક્ષ ન હોય રાત દીવસ જોતો રહું છું. અને હર નાના મોટાને એવો ઓળખું છું કે તે ખુદ પણ પોતાને એવો ઓળખતો નથી." ઉપલી હદીસો પરથી સાબેત થઇ ગયું કે મલેકુલ મૌત હર જગ્યાએ હાજર છે. મલેકુલ મૌત (અલ) તો ખુદાપાકના એક ઘણાજ મુકર્રબ ફરીશતા છે. જુઓ? શયતાન હર જગ્યાએ હાજર છે. દુર્રે મુખતારમાં નમાજના મસઅલાઓમાં લખ્યું છે કે" શયતાન આદમની ઓલાદની સાથે રહે છે પણ જેને અલ્લાહએ બચાવી લીધો." એ પછી લખ્યું છે કે "અલ્લાહ તઆલાએ શયતાનને એ વાતની શકિત આપી છે કે જેવી રીતે મલેકુલ મૌત (અલ) હર જગ્યા પર હાજર રહેવાની શકિત રાખે છે." હવે દુન્યામાં એની એક મીસાલ સમજો! અગર કોઇ માણુસ પુર્વથી પશ્ચિમ સુધીની દુન્યાની આબાદીની સયર કરે તો જ્યાં જશે ત્યાં ચંદ્રને જોશે. તેમજ સુર્યને પણ હાજર જોશે. પછી કહે કે એક ચંદ્ર બધી જગ્યાએ મોજુદ છે. અને એક સુર્ય હર જગ્યાએ હાજર છે તો તમારા કાયદા પ્રમાણે તો જોઇએ કે તે માણુસ કાફ્રેર થઇ જાય. કારણ કે તેણે ચંદ્રને હર જગ્યાએ હાજર કહયો. પણ ખરેખરી રીતે તો એમ છે કે તે માણુસ ન તો મુશરેક થયો ન કાફ્રેર બલકે તેતો મજાનો મુસલમાન છે. બસ. તેવીજ રીતે સમજો કે જયારે સુર્ય ચોથા આકાશપર રહી દરેક જગ્યાએ હાજર છે એવીજ રીતે નબી (સલ)ની રૂહે પાક સાતમા આકાશ પર ઇલ્લીઇનમાં છે. અગર ત્યાંથી આપની નજરે મુબારક કુલ્લ જમીનપર અથવા જમીનના કેટલાક હીસ્સાઓ પર પડી જાય, અને અહમદી ફૂયઝના નુરોના છળકાવથી તમામ પાક મજલીસોને હર એક બાજુથી સુર્યના કીરણોની જેમ ઘેરી લ્યે તો શું અશકય, અને દુર છે!"

જુઓ સાહેબો! બીદઅતીનું કલામ પુરૂં થયું. હવે અલ્લામા ખલીલ અહમદ સાહેબનો ઉપલી ઇબારત માટેનો જવાબ શરૂ કરૂં છું. પણ તે પહેલાં એટલું કહેવું જરૂરી સમજું છું કે આ મસઅલામાં જે કાંઇ બહસ છે તે માત્ર દરેક જગ્યાએ હાજર રહેવાના ઇલ્મનેજ માટે છે. એ વગર બીજો કોઈ વિષય નથી. વાંચક વર્ગને વિનંતી છે કે તે પહેલાં ઉપલી ઇબારતને બરાબર સમજી લ્યે. હવે જુઓ કે મલેકુલ મૌત (અલ) અને શયતાનમા જે ઇલ્મો હતા તેનું બયાન કરતી વખતે તો દરેક માનબર રીવાયતોને દલીલમાં રજુ કરી છે. અને કીતાબોના નામો સાથે દાખલાઓ આપ્યા છે. અને જયારે તે બધી વાતો તમામ કરી રસુલુલ્લાહ (સલ) ને માટે એ ઇલ્મ સાબેત કરવાની વારી આવી ત્યારે એક પણ દલીલ આપયા વગર માત્ર ધારણાથીજ ઠોકી બેસાડયું કે શું

* પાક મજલીસો એટલે મોલુદ શરીફની મજલસ.

અશકય, અને દુર છે? બસ માત્ર ધારણાથી કામ ચલાવી લીધું. હવે આપણે એ વિષય પર બહસ તો પછી કરીશું તે પહેલાં અલ્લામા ખલીલ અહમદ સાહેબનો જવાબ તો જુઓ?

"એહલે સુન્નત વલજમાઅતનો એવો અકીદો છે કે કોઈ સીફતબારી તઆલાની સીફતોમાંથી બંદામાં હોતી નથી. અને જે કાંઈ પોતાની સીફતોનો પડછાયો કોઇને બક્ષિશ કરે છે તો તે બારીતઆલાથી વધીને તેમાં હોવી કદી પણ બનવા જોગ નથી. સાંભળવું, જોવું, ઇલ્મ, તસરીફ વિગેરે હકક તઆલાના હકીકી છે અને અને મખલુકના મજાઝી છે. (કુરાને પાકમાં છે કે) "તેની મીસાલની કોઇ ચીજ નથી." હવે તેણે જેને જેટલો ઇલ્મ તથા શકિત વિગેરે બક્ષિશ કરા છે તેથી વધુ એક રજકણ જેટલો પણ તે વધી શકતો નથી શયતાનને તેણે જેટલી વસઅત આપી છે, અને મલેકુલ મૌત (અલ)ને તથા સુર્ય, તથા ચંદ્રને જેવી રીતપર બનાવ્યા છે. તેથી વધુની તેઓમાં કાંઇ પણ શકિત નથી અથવા કોઇ વધુ કામ તેઓથી નીકળી શકતું નથી. અને એ વધુ અને ઓછા પર ફઝીલતની કમી તથા વધારો મોકુફ નથી. હઝરત મુસા (અલ) હઝરત ખીઝર (અલ)થી ઘણા શ્રેષ્ટ, અને બુઝુર્ગીવાળા હતા. તે છત. તેમનો ઇલ્મે મુકાશેફો હઝરત ખીઝર (અલ)થી ઘણો ઓછો હતો. અને વળી હઝરત ખીઝર (અલ)ને જેટલો મળ્યો તેથી વધુ પર પણ તેઓ શકિતવાન ન હતા અને હઝરત મુસા (અલ)ને જો કે આટલી બધી ફઝીલત હતી છતાં ન મલ્યો. અને હઝરત ખીઝર (અલ)ના ઇલ્મ મુકાશેફાની બરોબરી પણ પયદા કરી ન શકયા. બસ! સુર્ય, અને ચંદ્રને જે આ સુરત, અને વસઅતેનુરપર બનાવ્યા, અને મલેકુલ મોત (અલ) અને શયતાનને જે આ ઇલ્મની વસઅત (એટલે જીયાદતી) આપી એ બધાનો હાલ સ્પષ્ટ, અને નકાર ન થાય એવી આયતોથી જણાયો, હવે એઓના ઉપર કોઇ અફઝલ (એટલે રસુલુલ્લાહ (સલ))ને માત્ર ધારણા કરી તેઓની બરાબર અથવા તેઓથી વધારે સાબિત કરવા કોઇ અકલમંદ આલીમનું કામ નથી. પહેલાં તો અકાયદના મસઅલાઓ કયાસી નથી. કે ધારણાથી સાબેત થઇ જાય. એતો *કતઇ છે. કતઈ રીવાયતોથી સાબેત થાય છે. એમાં +ખબરે વાહેદ પણ કારગર થઇ શકતી નથી. માટે એની દલીલો તે વખતે ધ્યાન દેવા જોગ થશે કે ×કર્તા કતઇ રીવાયતોથી સાબેત કરશે; તમામ ઉમ્મતના આલીમોની વિરૂદ્ધ એક વાહીયાત ધારણાથી ખલકનો અકીદો અગર ફાસેદ કરવા માંગે તો એ વાત કયારે ધ્યાન દેવા જોગ થઇ શકે છે? બીજું કુરાને પાક, અને હદીસ

---

* કતઇ એટલે રસુલુલ્લાહ (સલ) ના જમાનાથી તે વાતને એટલી મોટી જમાઅત જાણતી હોય કે તે બધાનું જુઠું હોવુ અશકય લાગે તેને કતઇ રીવાયત અથવા મુતવાતેર પણ કહે છે. Z.

+ ખબરે વાહેદ એટલે રસુલુલ્લાહ (સલ) ના જમાનામાં અથવા તે પછીના જમનામાં કોઇ એક વખત પણ એવું આવે કે તે રીવાયતને તે જમાનામાં માત્ર એકજ આદમી જાણતો હોય. Z.

× કર્તા એટલે અબદુલ-સમીઅ રામપુરી દરેક જગ્યાએ જ્યાં કર્તા આવે ત્યાં એમનેજ સમજવો. Z.

શરીફમાં એથી વિરૂદ્ધ સાબેત છે. હવે (કુરાને પાક તથા હદીસ શરીફનો) વિરૂધ્ધ કેવી રીતે કબુલ થઇ શકે! એ બધા દલામ કર્તાના રદ છે. ખુદ ફખરે આલમ (સલ) ફરમાવે છે કે "ખુદાની કસમ હું નથી જાણતો કે મારી સાથે શું મામલો કરવામાં આવશે, અને તમારી સાથે." શેખ અબદુલ હકક (રહ) રીવાયત કરે છે કે (રસુલુલ્લાહ (સલ) ફરમાવે છે કે) "અને દીવાલની પાછળનો પણ ઇલ્મ નથી." અને મજલીસે નીકાહનો મસઅલો પણ બેહરૂરરાંયેક વિગેરે કીતાબોમાં લખાયલો છે. ત્રીજું પ્રકીલત અગર એ બાબતો હાંસેલ કરવાનું કારણ હોય તો તમામ મુસલમાન અગર ફાસેક કેમ ન હોય, અને ખુદ કર્તા પણ શયતા નથી અફઝલ છે. હવે તમામ મુસલમાનોમાં કર્તા અફઝલીયતના કારણે અગર શયતાનથી વધારે નહીં તો તેની બરોબર તો ઇલ્મેગેબમાં શયતાનથી પોતાને વધુ આલીમ સાબેત કરી આપે! અને કર્તા પોતાના ગુમાનમાં તો ઇમાનનો પુરેપુરો કામીલ છે તો શયતાનથી અફઝલ થઇને જરૂર પોતાને શયતાનથી વધુ આલીમ સમજતો હશે! (ખુદાનીપનાહ!) કર્તાની આવી અભણુતા પર હેરત પણ થાય છે, અને રંજ પણ થાય છે, કે આવી ન છાજતી વાત મોઢેથી કાઢવી ઇલ્મ, અને અકલથી કેટલી દુર છે. મતલબ એ છે કે શયતાન અને મલેકુલ મૌત (અલ)ની હાલત જોઇ ફખરે આલમ (સલ)ને કતઇ રીવાયતોની વિરૂધ્ધ, અને વગર દલીલે માત્ર એક ફાસેદ ધારણા પરથી (આપ (સલ) માટે) ઇલ્મે મોહીતે ઝમીન સાબેત કરવો" શીર્ક નથી તો ઇમાનનો કયો હીસ્સો છે? શયતાન, અને મલેકુલમૌતને આ વસઅત (સહી) રીવાયતથી સાબેત થઇ ફખરે આલમ (સલ) માટે કઇ કતઇ રીવાયત છે કે જેથી તમામ (સહી) રીવાયતોને રદ કરી એક શીર્કને સાબેત કરે છે" અને ખાસ્સાના અર્થ મનતેકની તેહઝીબ નામની કીતાબ પઢી કર્તાએ પોતાના અકીદાની બેતેહઝીબી અખત્યાર કીધી છે. મગર હજી માશા અલ્લાહ અકલથી ઘણો દુર છે, હકકતઆલાના ઇલ્મનો ખાસ્સો એ છે કે તેનો ઇલ્મ જાતી હકીકી છે અને તેણે દરેક ચીજોને ઘેરી લીધી છે. અને મખલુકનો ઇલ્મ મજાઝી, પડછાયા જેવો, અને તે હકકતઆલાની તરફથી જેટલો છે તેટલોજ છે. બસ! આઅલા ઇલ્લીઇનમાં રૂહ મુબારકનું તશરીફ રાખવું, અને મલેકુલ મૌતથી અફઝલ હોવાનું કારણ હરગેજ સાબેત નથી કરતું કે આપ (સલ)નો ઇલ્મ આ બાબતમાં મલેકુલ મૌતની બરાબર પણ થઇ શકે! પછી વધારેની શું વાત!! તેનું બયાન ઉપર થઈ ચુકયું કે ધારણાથી સાબેત કરવું અભણુતા છે."

ઉપર મુજબ બન્ને કીતાબોની પ્રમારતોનાં તરજુમા છે. હવે એમાં માત્ર આપણે જે સમજવાનું છે તે એજ છે કે બહસ કયા વિષય ઉપર છે. એનો મુખ્ય વિષય તો એ છે કે નબી (સલ) ને ઇલ્મે મોહીતે જમીન હતો કે નહી, તે બાબત બેદઅતીની દલીલો એ છે કે હઝરત મલેકુલ મૌત (અલ) અને શયતાનને જ્યારે એટલો બધો ઇલ્મ હતો કે એક પળમાં જમીનના

કોઇ પણ ભામમાં જઈ આવી શકે ત્યારે નબી (સલ) ને શા માટે ન હોય ! કારણ કે આપ (સલ) મખલુકમાં સર્વથી અફઝલ છે.

હવે જોવાનું એ છે કે હઝરત મલેકુલ મૌત (અલ) અને શયતાને લઇનનો ઇલ્મ સાબેત કરતી વખતે તો ઘણી સનદી રીવાયતો આગળ ધરી, અને ફખરે આલમ (સલ) ને માટે એક પણ કતઇ રીવાયત ન લાગ્યો એ તેના લખાણ પરથી સારી રીતે જણાઇ આવ્યું.

અલ્લામા ખલીલ અહમદ સાહેબનું કહેવું એમ છે કે જે ઇલ્મ કે જેની ઉપર બહસ થાએ તે ઇલ્મ હઝરત ઇઝરાઇલ (અલ) અને શયતાનમાં હતો તે તો કતઇ રીવાયતોથી સાબેત થયું પણ ફખરે આલમ (સલ) ને પણ એ ઇલ્મ હતો. એની કોઇ કતઇ રીવાયત નથી. બલકે એની વિરૂદ્ધ રીવાયતો છે. તેથી એ બધી રીવાયતોને રદ કરી માત્ર ગુમાન કરી આપ (સલ) ને પણ એ ઇલ્મ હતો એમ સાબેત કરવું માત્ર અજ્ઞાતાનું કારણ છે. કારણ કે અફઝલીયતનો દારોમદાર એની ઉપર નથી, કે એ ઇલ્મ પણ નબી (સલ)માં હોય તોજ તેઓથી અફઝલ થઇ શકે જેવો કે મુસા (અલ) તથા ખીઝર (અલ) નો કીસ્સો છે જો કે ખીઝર (અલ) નો ઇલ્મે મુકાશેફા મુસા (અલ) થી વધુ હતો. પણ તેથી કાંઇ મુસા (અલ) થી ખીઝર (અલ) અફઝલ થઈ શકતા નથી.

મલઉન શયતાન ઘણી સખત રીતે મહેનત કરી અગર કોઇ ઇલ્મની ઉપર ખબરદાર થઇ જાય તો તેથી તે મરદુદમાં કાંઇ શરાફત પેદા થઈ શકતી નથી. કારણ કે તે પર કમાલ, અને ફઝલનો દારોમદાર નથી દાખલા લેખે સુલેમાન (અલ) અને હુદહુદ પક્ષિવાળો કીસ્સો કુરાન શરીફમાં જુઓ ! હુદ હુદ પક્ષિ સુલેમાન (અલ) ને કહે છે કે **"મને એવી ખબર મળી છે કે જેની તમને ખબર નથી અને સબા શહેરથી હું એક સાચી ખબર લઇને આવી છું."** આ એક વાતની હુદહુદને ખબર હતી, અને સુલેમાન (અલ) ને ન હતી તો તેથી કાંઇ એમ સાબેત થતું નથી કે હુદહુદ પક્ષિ સુલેમાન (અલ) થી વધારે આલીમ હતું ! હઝરત (સલ) ને ખુદા પાક એ તેમના નબુવતના શ્રેષ્ટ દરજા પ્રમાણે જેટલા ઇલ્મો આપવાના હતા તે બધા આપ્યા હતા. તેથી તો કોઇ નકાર કરી શકતું નથી પણ આ ઇલ્મ કે જે હઝરત મલેકુલ મૌત (અલ) તથા શયતાનને હતો એ ન હતો. અને જો કોઇ એમ કહે કે હતો તો તેને કતઇ રીવાયતોથી સાબેત કરવું પડશે કારણ કે અકાયદના મસઅલાઓમાં કતઇ રીવાયતોજ મનાય છે. એમાં ગુમાનને તો એક જરાએ દખલ નથી અને એ ઇલ્મ આપ (સલ) માં નહતો એમ માનવાથી આપ (સલ) ની અફઝલીયતમાં એક જરાએ કમી થઈ શકતી નથી. કારકે ફઝલનો આધાર એવા કોઇ જુજઇ ઇલ્મની ઉપર મોકુફ નથી ફખરે આલમ (સલ) નો ઇલ્મમાં તમામ મખલુકમાં સર્વથી વધીને છે. આપ (સલ) ના ઇલ્મો ની બરોબર તો શું પણ કોઇ નબી અથવા મુકર્રબ ફરીશ્તો આપના ઇલ્મોની પાસે પણ જઇ શકતો નથી.

જુઓ બીજો દાખલો સુરાયાસીન શરીફમાં મોજુદ છે કે બારીતઆલા ફરમાવે છે કે, **"(રસુલુલ્લાહ (સલ) ને શાએરીનો ઇલ્મ અમે ન આપ્યો, અને તે તેમને મુનાસેબ પણ નહતો."** તો તેથી શું કેઇ એમ કહી આપશે કે હુઝુર (સલ)થી શાએર મોટો આલીમ છે. ! ખુદાની પનાહ ! ખુદાની પનાહ !! દજ્જાલોનુ બોહતાન તો જુઓ કે કહે છે કે "ઉનકે પીર ઇબલીસકા ઇલ્મ નબી (સલ) કે ઇલ્મસે ઝીયાદા હે." સાહેબો ! ખુદાનો ખૌફ હરવખતે દીલમાં રાખવો જરૂરી છે. જરા ખુદાનો ખૌફ દીલમાં રાખી ઇનામથી કહો શું અલ્લામાં ખલીલ અહમદ

સાહેબનું કલામ મુતલક ઇલ્મની બહસપર હતું કે કોઇ ખાસ ઇલ્મ પર હતું ! એ જોવું ન્યાયી વાંચનારનું કામ છે. અહીયાં તો હઝરત મલેકુલ મૌત (અલ) અને શયતાને લઇનનાં તે ઇલ્મની ઉપર બહસ છે કે જે તેઓને અપાયો હતો. હવે તે ઇલ્મ જો નબી (સલ)ને કોઇ કારણસર ન અપાયો હોય અથવા, તે ઇલ્મ જાણવા પ્રત્યે આપે લક્ષ ન આપ્યું હોય અને તેથી ન મળ્યા હોય તો તેથી શું મલેકુલ મૌત (અલ) તથા શયાતાને લઇન હુઝુર (સલ)થી વધારે જાણકાર થઇ ગયા ! શું હુદહુદ સુલેમાન (અલ)થી વધારે આલીમ થઇ ગયું ! શું કોઇ બેહુદો શાએર આપ (સલ)થી વધારે આલીમ કહેવાશે ? નહીં ! હરગેજ નહીં ! !

બરેલવી બીદઅતીએ આ મસઅલામાં દજ્જાલી કીધી છે તે એજ છે કે અહીયાં બહસ માત્ર એકજ ઇલ્મમાં છે, અને તેણે મુતલક ઇલ્મનું ઓલમાએ હરમૈન શરીફૈનના દીમાગમાં ઠસાવી દીધું. જરા અલ્લામા ખલીલ અહમદ સાહેબનું કલામ તો જુઓ ? છેલ્લાં ખુલાસો કરતાં લખે છે કે **"આઅલા ઇલ્લીઇનમાં રૂહ મુબારકનું તશરીફ રાખવું, અને મલેકુલ મૌત (અલ)થી અફઝલ હોવાનું કારણ હરગેજ સાબેત નથી. કરતું કે હઝરત (સલ) નો ઇલ્મ આ બાબતમાં મલેકુલ મૌત (અલ) ની બરોબર પણ થઇ શકે !"** ઉપલા વાકયમાં **આ બાબતમાં** જે લખવામાં આવ્યું છે તે ઘણુંજ ધ્યાન દેવા જોગ છે. એટલે અલ્લામા જે કાંઇ લખે છે તે માત્ર જે ઇલ્મ પર બહસ ચાલે છે તેજ ઇલ્મ માટે લખે છે. અને બીદઅતી બરેલવીનું વાકય જોશો તો મુતલક ઇલ્મની તરફ લક્ષ ખેંચે છે. જો વાંચનાર બરાહીને કાતેઆહ મંગાવીને જોશે તો તેને સાફ રીતે જણાઇ આવશે કે દેવબંદી ઓલમા તો એમ કહેતા નથી કે નબી (સલ) ના ઇલ્મથી શયતાનનો ઇલ્મ વધુ છે. પણ બીદઅતીઓનું એવું માનવું તેઓના લેખપરથી જણાય છે, કે અગર કોઇ તુચ્છ ઇલ્મ પણ બીજાની જાણમાં હોય, અને તે નબી (સલ) થી અંજાણ્યો હોય તો તેથી આપ (સલ) નો ઇલ્મ પૂર્ણ નથી. પણ એમ સમજવું તમારી મુર્ખતા, તથા અભણતાનું પરિણામ છે.

અકાયદાના મસાએલ જે ઇમામોએ ઘડયા છે તેમાં ઘણીજ માતબર રીવાયતોનો આધાર લેવામાં આવ્યો છે. એમાં ઓલીયા અલ્લાહની હીકાયતો વિગેરેથી કામ ચાલતું નથી. એવી બાબતો તો અકાયદનીજ કીતાબોથી સાબેત કરવી પડે છે. પણ ઇલ્મી બાબતોથી બદ્દસજ કોણ કરે છે. દીલમાં કીનો કપટ હોવાના કારણે ગમે એવા શાનદાર મુસલમાનને પણ કાફેર કહેવાથી ચુકતા નથી.

આ ઉપરથી જણાઇ આવ્યું કે બરેલવી બીદઅતીઓએ ઇમકાને કીઝબના મસઅલામાં બારીતઆલાની પવિત્ર, અને સર્વશકિતવાન જાતની તરફ લાચારીની નીસબત દુરસ્ત રાખી છે અને આ મસઅલામાં નબી (સલ) એ અગર કોઈ તુચ્છ ઇલ્મને જાણવા તરફ લક્ષ ન આપ્યું હોય, અથવા આપની શાનના વિરૂદ્ધ કોઇ ઇલ્મ હોય અને તેથી ખુદાપાકે ન બનાવ્યો હોય તો તેથી આપ (સલ) ના ઇલ્મમાં અને ફઝીલતમાં નુકસાનીને દુરસ્ત સમજી છે. અને એહલે દેવબંદના સુન્ની ઓલમાઓએ ઇમકાને કીઝબના મસઅલામાં બારીતઆલાની જાતને તમામ બુરાઇઓથી દુર રાખી સર્વ શકિતવાન સાબેત કરી છે. અને આ મસઅલામાં હુઝુર (સલ) ની શાનને મુનાસેબ જેટલા ઇલ્મો આપને મળ્યા તે ઇલ્મોને મખલુકમાં બીજા બધાઓ કરતાં વધુ, અને શ્રેષ્ટ સાબેત કરી, અને કોઇ ઇલ્મ અગર આપ (સલ) ની શાનને લાયક ન હોવાના કારણે બારીતઆલાએ અગર ન આપ્યો હોય તો તેથી આપ (સલ)ની અફઝલીયતને કાંઇ પણ ઘટાડવા વગર ઓર વધારી છે. ઉપલા બન્ને મસઅલાઓમાં બીદઅતીઓજ જાલીમ સાબેત થયા.

# બોહતાન ચોથું.

## ઈલ્મે ગયબના મસઅલા ઉપર.

(જુઓ ! હુસામુલ હરમૈન સફા ૧૦૯.)

"ઓર ઈસ ફીરકા વહહાબીયાહ શયતાનીયાહ કે બળોંમે એક ઓર શખ્સ ઈસી ગંગોહીકે હમ છલ્લોમેં હે, જીસે અશરફઅલી થાનવી કેહતે હેં ઉસને એક છોટીસી રિસાલયા તસનીફકી. કે ચાર વરકકી ભી નહીં, ઓર ઉસમેં તસરીહકી કે ગયબકી બાતોકા જયસા ઈલ્મ રસુલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલય હેં વસલ્લમકોહેઅયસાતો હર બચ્ચે ઓર હર પાગલ બલકે હર જાનવર ઓર હર ચાર પાયે કે હાંસેલ હે. ઓર ઉસકી મલઉન ઈબારત યે હે "આપકી જાતે મુકદ્દસાપર ઈલ્મે ગયબકા હુકમ કીયા જાના અગર બકોલે ઝયદ સહીહ હો તો દરયાફત તલબયે અમ્ર હે કે ઈસ ગય બસે મુરાદ બાઅઝ ગયબ હે યા કુલ્લ ગયબ ? અગર બાઅઝ ઉલુમે ગયબીયા મુરાદ હેં તો ઈસ્મે હુઝુરકી કયા તખસીસ હે અયસા ઈલ્મે ગયબતો ઝયદો, અમર વ બલકે હર સબી વ મજનુન બલકે જમીઅ હેવાનાત વ બહાએમકે લીયે ભી હાંસેલ હે" ઈલા કોલેહી " ઓર અગર તમામ ઉલુમે ગયબ મુરાદ હે ઈસ તરહાકે ઉસકી એક ફર્દ ભી ખારેજ ન રહે તો ઈસકા બતલાન દલીલે નકલી વ અકલીસે સાબેત હે" વિગેરે. વિગેરે,

અર્થ. અને એ ફીરકા વહહાબીયા શયતાનીયાના વડાઓમાંથી એક બીજો માણસ પણ આ ગંગોહીના ચેલાઓમાંથી છે. જેને અશરફઅલી થાનવી કહે છે. તેણે એક નાનકડો રિસાલો પ્રગટ કીધો છે જે ચાર પાનાઓનો પણ નથી. અને તેમાં ખુલાસો કર્યો છે કે ગયબની વાતોનો જેવો ઈલ્મ રૂસુલુલ્લાહ (સલ) ને હતો તેવો તો દરેક બચ્ચાંને અને દરેક દીવાનાને બલકે દરેક જાનવરને અને દરેક ચોપગાંને હાંસેલ છે. અને તેની ધીક્કારાયલી ઇબારત આ છે. "આપની પવિત્ર જાત પર ઇલ્મે ગયબનો હુકમ કરવો અગર ઝયદના કહેવા પ્રમાણે દુરૂસ્ત હોય તો જાણવાની બાબત એ છે કે એ ગયબથી મુરાદ કોઇ ગયબ છે, કે કુલ ગયબ ? અગર કોઇ ગયબ હોય તો એમાં હુઝુરનું શું ખાસપણું છે ? તેટલો ઈલ્મે ગયબ તો ઝયદ, અમર બલકે દરેક બચ્ચાં, અને દીવાના, બલકે તમામ જાનવરો, અને ચોપગાંને માટે પણ હાંસેલ છે." તેના કોલ તરફ "અને તમામ ગયબોના ઇલમો મુરાદ હોય, અને તે એવી રીતે કે તેની કોઇ પણ ચીજ જાણથી બહાર ન હોય તો તેનું બાતેલ થવું નકલી, અને અકલી દલીલથી સાબેત છે."

ઉપલાં બોહતાનની બુનયાદ અલ્લામા અશરફઅલી થાનવી સાહેબ ઉપર તેમના નાનકડા રિસાલા હીફઝુલ ઇમાનનાં ઉપલાં વાકયને આધારે કરવામાં આવી છે. એ વિષયના ઉપર આપણે કાંઇ કહીયેં તે પહેલાં આપણે એ જાણવું જોઈએ કે એ રિસાલો કયા વિષય પર લખાયલો છે. અને કઇ વાતનો ખુલાસો કરતાં હઝરત અલ્લામા સાહેબે ઉપલાં વાકયો લખ્યાં છે. અલ્લામાં સાહેબને એક માણસે ત્રણ સવાલો પુછ્યા હતા તેમાં જે ત્રીજો સવાલ હતો કે "ગયબની બે

કીસમો છે એક તો બીઝઝાત. એ કીસમના આધારે તો બારીતઆલા વગર બીજો કોઇ (આલેમુલ ગયબ) થઈ શકતો નથી. બીજો બાવાસ્તા એ અર્થના આધારે રસુલુલ્લાહ (સલ) આલેમુલ ગયબ હતા. ઝયદની એહલીલ આપવી, તથા અકીદો, અને અમલ કેવો છે ?" એ સવાલનો જવાબ આપતાં અલ્લામાં લખે છે કે "મુતલક ગયબથી મુરાદ શરીઅતમાં તે ગયબ છે કે જેની ઉપર કોઈ દલીલ કાયેમ ન હોય, અને તેને જાણવા માટે કોઇ રસ્તો અને આધાર નહોય. એજ બીના પર (કુરાને પાકમાં છે કે) "આસમાનો. અને જમીનમાં જે ગયબો છે, તેને કોઈ જાણતું નથી. મગર અલ્લાહ !" અને વળી છે કે (તમો કહી દયો અય મોહમ્મદ (સલ) કે અગર હું ગયબ જાણતે તોં ઘણી ભલાઇઓ જમા કરતે." વિગેરે ફરમાવવામાં આવ્યું છે. અને જે ગયબ કોઇ વસીલા સાથે છે. તો તેને ગયબ કહેવું બે ચીજોની વચ્ચે જાહેરી મલતાપણાનું મોહતાજ છે. તેથી કરીને મખલુકને આલેમુલ ગયબ કહેવું શીર્કનો વહેમ થઇ જવાના કારણે મના, અને ના દુરૂસ્ત છે. કુરાને પાકમાં રાએનાની મનાઇ તથા મુસલીમ શરીફની હદીસમાં અબદી, અને અમતી, અને રબ્બી કહેવાથી મના કરવાનું કારણ પણ એજ છે. અને એજ કારણે હુઝુર સરવરે આલમ (સલ) ને આલેમુલ ગયબ કહેવા દુરૂસ્ત નથી. અને એવી તાવીલ (એટલે મન ઘડત અર્થ) થી કહેવું દુરૂસ્ત હોય, તો ખાલેક, રાજેક, વિગેરે પણ ઉપરની તાવીલ પ્રમાણે કહેવું દુરૂસ્ત થશે. કારણ કે આપ (સલ) દુન્યાને પયદા કરવાના તથા તેની હયાતીના કારણ છે. બલકે ખુદાના અર્થ માલીક છે અને માઅબુદના અર્થ જેની ખીદમત થઈ હોય તે. એમ છે. તો પછી (ખુદા, અને માઅબુદ) કહેવું પણ દુરૂસ્ત થશે. અને જેવી રીતે આપ (સલ) ને આલેમુલ ગયબ કહેવું આ ખાસ તાવીલથી દુરૂસ્ત થશે એવીજ રીતે બીજી તાવીલથી એ સીફતનો નકાર બારીતઆલાથી દુરૂસ્ત થશે. એટલે ઇલ્મે ગયબના બીજા અર્થ વસીલાને સાથના અલ્લાહ તઆલાને માટે સાબેત નથી. હવે અગર કોઇ માણસ એ બીજા અર્થના આધારે એમ કહેતો ફરે કે રસુલુલ્લાહ (સલ) આલેમુલ ગયબ છે, અને બારી તઆલા આલેમુલ ગયબ નથી તો (ખુદાની પનાહ !) શું આ કલામને મોઢેથી કાઢવાની કોઇ અકલમંદ દીનદાર રજા આપશે ? અને એ બીનાપર તો પછી ફકીરોની તમામ બેહુદી સદાઓ પણ શરએના વિરૂદ્ધ કહેવાશે નહીં. તો શરએ શું થઈ બચ્ચાંઓનો ખેલ થયો ! જયારે દીલ થયું બનાવી દીધો, જયારે દીલ થયું મીટાવી દીધો. પછી અગર "આપની પવિત્ર જાતપર ઇલ્મે ગયબનો હુકમ કરવો અગર ઝયદના કહેવા પ્રમાણે જાએઝ હોય તો જાણવાની એ બાબત છે કે એ ગયબથી મુરાદ કોઇ કોઇ ગયબ છે કે તમામ ગયબ ? અગર કોઇ કોઇ ગયબ મુરાદ હોય તો તેમાં હુઝુર (સલ)નું ખાસપણું શું છે ? તેટલો ઇલ્મે ગયબતો ઝયદ, અમર, બલકે દરેક બચ્ચાં, અને પાગલ, તમામ હોવાનો અને ચોપગાંને માટે ભી છે." કારણ કે હર માણસને કોઇ ન કોઇ એવી વાતની ખબર રહે છે કે જે બીજા માણસથી છુપી છે. તો જોઈએ કે દરેકને આલેમુલ ગયબ

કહેવા જોઇએ. પછી અગર ઝયદ એમ કહે કે હાં હું સર્વને આલેમુલ ગયબ કહીશ તો પછી ઇલ્મે ગયબને કમાલાતે નબવીયામાં કેમ ગણવામાં આવે છે? કે જે કામમાં મોમીન બલકે ઇનસાનનું પણ ખાસપણું ન હોય તે નબુવતના કમાલોમાંથી કયારે થઈ શકે છે. અને અગર એવી રીતે લાઝીમ કરવામાં ન આવે તો નબી અને નબી વગરનામાં ફેરનું કારણ બયાન કરવું જરૂરી છે. અને અગર તમામ ગેબના ઇલ્મો મુરાદ છે એવી રીતે કે તેની કોઈ એક ચીજ પણ જાણથી બહાર ન હોય તો તેનું વિરૂધ્ધ નકલી અકલી દલીલથી સાબેત છે. નકલી દલીલો તો બેશુમાર છે ખુદ કુરાને પાકમાં આપ (સલ) થી નકાર કરાવવો ઇલ્મે ગયબથી ( સાબેત છે ) (તમો કહી દયો અય મોહમ્મદ ( સલ ) કે) "જો અગર હું ગયબ જાણતે તો ઘણી ભલાઇઓ જમા કરતે."

ઉપર મુજબ હીફઝુલ ઈમાનની ઇબારતનો તરજુમો છે. ઉપલી બહસમાં માત્ર સમજવાનું એ છે કે બરેલવી કહે છે કે અલ્લામાં થાનવીનો એવો અકીદો છે કે નબી (સલ)નો ઇલ્મ બચ્ચાંઓ, ગાંડાઓ, તથા જનાવરો વિગેરે જેવે હતો. અને એવીજ સુરતની ઇબારત તેણે પોતાની કીતાબ હુસામુલ હરમૈનમાં અલ્લામા થાનવીની હીફઝુલ ઇમાનની ઇબારત લખવા પહેલાં લખી. તે મલઉન ઇબારત એ છે કે "ઉસને એક છોટીસી રિસાલા તસનીફકી કે ચાર વરકકી ભી નહીં ઉસમે તસરીહ કી કે ગયબકી બાતોંકા જયસા ઇલ્મ રસુલુલ્લાહ (સલ) કો હે અયસાતો હરબચ્ચે ઓર હર પાગલ બલકે હર જાનવર ઓર હર ચાર પાયેકો હાંસેલ હે." ઉપલી ઇબારત પહેલાં લખી પછી અલ્લામાની ઇબારતને લખી એટલે અલ્લામાની ઇબારતની મતલબ એણે પહેલાંજ બયાન કરી દીધી કે એની મતલબ એજ થાય છે. પણ હું એ દીલની આંખ્યોનાં આંધળાઓને બરાબર સાબેત કરી આપીશ કે અલ્લામાની ઇબારતની શું મતલબ છે. પહેલાં આપણે એ જાણવું જોઇએ કે અલ્લામાંની ઉપલી ઇબારતનું હાંસેલ સાફ રીતે શું છે જયારે આપણે તે સાફ રીતે સમજી લઇશું તો પછી તે ઇબારતમાં કોઇ પણ રીતે વહેમ કરવાનું કારણ રહેશે નહીં.

અલ્લામા અશરફ અલી થાનવી ને જે માણસે સવાલ પુછયો હતો તેમાં તેણે ખુદ ઇલ્મે ગેબની બે સુરતો પહેલાંથી જણાવી દીધી છે. તેમાં એક સુરત તો એકે ઇલ્મે ગયબ બીઝઝાત એટલે તે ગયબનું જાણવું એવી રીતે કે તે જાણવાને માટે કોઇ વાસ્તો, વસીલો ન હોય, તેમજ કોઇના શીખવવાથી તે ઇલ્મ પર શકિતવાન ન થયા હોય તો તે તો ખાસ બારી તઆલાની સાથે છે. અને બીજા કોઇની પણ સાથે નકલી અને અકલી બન્ને દલીલથી અશકય છે. અને બારી તઆલાને જે આલેમુલ ગયબ કહીયે છીયે તે ઇલ્મે ગયબ બીઝઝાતનાજ આધારે કહીયે છીયે. અને એ ઇલ્મે ગયબ તેના વગર બીજા કોઇમાં પણ હોવો અશકય છે. તેથી હવે એ ઇલ્મે ગયબ ઉપર કાંઇ પણ બહસ કરવાની નથી. હવે જે બીજી સુરત ઇલ્મે ગયબની બતાવી છે તે ગયબ બાવાસ્તા. એટલે કોઇના બતાવ્યાથી છુપી વાતને જાણવી. પછી તે ગમે એટલો વધારે અથવા ઓછો હોય તેનું પ્રમાણ કાંઈ પણ નક્કી ન હોય. પહેલાં તો એ ઇલ્મે ગયબ ઇલ્મે ગયબજ નથી. કારણ કે શરીઅતમાં ઇલ્મે ગયબને જાણવાને માટે કોઇ આધાર ન હોવો જોઇએ તેનેજ ગયબ કહે છે. પણ આ મસઅલામાં એજ ગયબ પર બહસ છે. કારણ કે ઝયદ જે એવો અકીદો રાખે છે કે આ બીજી સુરત જે ઇલ્મે ગયબની છે તે ગયબના આધારે તે રસુલુલ્લાહ (સલ)ને આલેમુલ ગયબ કહેવા માંગે છે. તો તેપર અલ્લામા થાનવીનું કહેવું છે અને એ બીજી સુરતના આધારે પણ આલેમુલ ગયબના શબ્દનો ઉપયોગ દુરસ્ત

નથી. તેના કારણોમાં એમ જણાવેલ છે કે પહેલાં તો એ સીફત બારી તઆલાની સાથે ખાસ છે. બીજું એ કે જે અર્થ ગયબના ઝયદ કરે છે. તેવી રીતે ગયબની તાઅરીફ શરીઅતમાં બયાન થએલી નથી. તેથી એ ગયબના આધારે અલેમુલ ગયબના શબ્દનો ઉપયોગ કોઇ પર થઇ શકતો નથી. બીજું જો આપણે અગર મન ઘડત અર્થના આધારે એને પણ ગયબ કહીશું તો બારી તઆલા તો એ બીજી સુરતના આધારે આલેમુલ ગયબ નથી. તે તો આલેમુલ ગયબ બીઝઝાત છે. તો તેને આલીમુલ ગયબ કહેવાશે નહીં. હવે જો કોઇ એમ કહે કે બારી તઆલાને આલેમુલ ગયબ કહીશું તો બીઝઝાત સમજીને કહીશું, અને નબી (સલ) ને કહીશું તો બાવાવસ્તા આલે મુલ ગયબ સમજીને કહીશું, તો તેનો ખુલાસો પણ અલ્લામાનાજ જવાબથી નીકળી જાય છે કે તમો ગમે એમ સમજીને કહો પણ બન્નેને માટે શબ્દ તો આલેમુલ ગયબજ વાપરવો પડશે તો તેથી શીર્કનો વહેમ થઇ જાય છે. અને તેજ માટે કુરાને પાકમાં રાએનાનો શબ્દ વાપરવાની મનાઇ કરવામાં આવી છે. કારણ કે એ શબ્દના એક અર્થ તો એ થાય છે કે " અમારા ભરવાડ, " અને બીજા અર્થ એ છે કે " અમારી મદદ કરો. " તો યાહુદીયો અમારા ભરવાડના અર્થથી ગાળો આપતા હતા. તેથી એ શબ્દનો ઉપયોગ કોઇ ખરેખરી રીતે કરે તો તેને માટે પણ મનાઇનો હુકમ કરવામાં આવ્યો. વળી મુસલીમ શરીફમાં અબદી, અમતી, રબ્બી વિગેરે શબ્દોનો ઉપયોગ પણ મના કરવામાં આવ્યો છે એટલે અબદી, તથા અમતીના અર્થ એક તો એ થાય છે કે મારા ગુલામ, મારી લોંડી અને બીજા અર્થ એ થાય છે મારા બંદા, મારી બંદી, તો તેમાં પણ શીર્કનો વહેમ થઇ જાય છે કે કોઇ પણ માલેક પોતાના ગુલામ તથા લોંડીને ઉપલા શબ્દોથી ન બોલાવે ગુલામ વિગેરે શબ્દો એવા વાપરે કે જેથી શીર્કનો વહેમ ન થાય. તેમજ ગુલામો પોતાના માલીકને રબ્બી કહીને ન બોલાવે કારણ કે એના એક અર્થ તો એ થાય છે કે મારા માલીક અને બીજા અર્થ તો એ બારીતઆલાનું નામ છે તો તેથી જેમ એ શબ્દોમાં શીર્કનો વહેમ છે તેમજ આલેમુલ ગયબમાં પણ છે. અને જેવી રીતે કોઇ મન ઘડત અર્થના આધારે અગર આલેમુલ ગયબ કહેશો તો પછી મન ઘડત અર્થના આધારે ખાલેક, રાઝેક, ખુદા, માઅબુદ વિગેરે પણ દુરૂસ્ત થશે કારણ કે એ દરેકમાં મન ઘડત અર્થની ગુંજાયશ છે. હવે જો કોઇ કહેશે કે હું તો માત્ર આલેમુલ ગયબ કહીશ બીજા ખાલેક રાઝેક વિગેરે ન કહીશ તો તેને તેનું કારણ પુછવામાં આવશે. અને તે કારણ તે કદી પણ બતાવી શકશે નહીં.

હવે એક બીજી બાબત જે અલ્લામાંએ એ મસઅલામાં સમજાવી છે તે ઘણીજ ધ્યાન દેવા જોગ છે તે એ છે કે બારીતઆલા તો વગર આધારે આલેમુલ ગયબ છે. એટલે આધારની સાથે આલેમુલ ગયબ નથી ઉપલી વાતથી કોઇ પણ દીનદાર નકાર કરી શકતો નથી. હવે જો કોઇ માણસ બાવાસ્તા ઇલ્મે ગયબના અર્થને પોતાના ખયાલમાં ધારી એમ કહે કે રસુલુલ્લાહ (સલ) આલેમુલ ગયબ છે, અને બારીતઆલા આલેમુલ ગયબ નથી. તો શું કોઇ ઇમાનદાર તેને એવા શબ્દો મોઢેથી કાઢવાની રજા આપશે !

હવે આપણે એક બીજી બાબત જોવાની છે તે એ છે કે અગર કોઇ માણસ બાવાસ્તા ઇલ્મે ગયબના જાણનારને આલેમુલ ગયબ કહેવો અગર કોઇ તાવીલ એટલે મન ઘડત અર્થના આધારે દુરૂસ્ત સમજે તો પછી તેમાં હુઝુરનું કાંઇ પણ ખાસપણું નથી કારણ કે એવી રીતે તો દરેક જાનદાર કોઇ ન કોઇ એક વાત પણ એવી જાણે છે કે તે વાતથી બીજો કોઇ ખબરદાર હોતો નથી. કારણ કે એ ગયબમાં વધના ઓછાનું પ્રમાણ તો કાંઇ નક્કી નથી. તો પછી દરેકને આલેમુલ ગયબ કહેવા પડશે. અને જો એનો જવાબ ઝયદ એમ આપે કે હા કહીશ તો પછી એ

વાત નબુવ્વતના કમાલોમાંથી રહેશે નહીં. કારણ કે નબુવતના કમાલોમાં તો તેજ ચીજ કહી શકાય છે કે જેને નબીયો વગર બીજો કોઈ ન જાણે અને અગર ઝયદ એમ કહે કે હું આલેમુલ ગયબ માત્ર નબી (સલ)ને બાવાસ્તા ઇલ્મે ગયબ જાણવાના આધારે કહીશ અને બીજા કોઇને ન કહીશ તો તેનું તેને કારણ પુછવામાં આવશે તો તે પણ હરગેજ બયાન થઈ શકશે નહીં.

ઉપલો ખુલાસો સારી રીતે સમજી લીધા પછી હવે આપણે પાછું અલ્લામાં થાનવીનું વાકય જુઓ ! હવે તે વાકયમાં શું ખોટું લખ્યું છે તે શોધી કાઢો ! જુઓ ! હવે તે વાકય કેટલું સાફ લાગે છે. કે "પછી અગર આપની પવિત્ર જાત પર ઇલ્મે ગયબનો હુકમ કરવો અગર ઝયદના કહેવા પ્રમાણે સહી હોય તો જાણવાની એ બાબત છે કે એ ગયબથી મુરાદ કોઇ કોઇ ગયબ છે કે કુલ્લ ગયબ ? અગર કોઇ કોઇ ગયબ મુરાદ હોય તો તેમાં હુઝુરનું શું ખાસપણું છે ! તેટલો ઇલ્મે ગયબ તો ઝયદ, અમર, વિગેરેને પણ હાંસેલ છે."

ઉપલું વાકય કયાં અને બોહતાન કયાં ! બોહતાનમાં તો કહેવાય છે કે અલ્લામા થાનવી નબી (સલ)ના ઇલ્મને આવા આવાના ઇલ્મને જેવો કહે છે. હવે જુઓ ઉપલાં બોહતાનનો પતો અલ્લામાની ઇબારતમાં કોઇ પણ જગ્યાએ મળે છે ? અલ્લામાં એ તો એ બાબતમાં ખાસ ખાસ વિગતો નક્કી કરેલી છે. જુઓ ! હીફઝુલ ઇમાનમાં સવાલની છેવટની લીટીઓમાં લખ્યું છે. "**નબુવત કે લીયે જો ઉલુમ લાઝીમ વ ઝુરૂરી હેં વો આપકો બ તમામહા હાંસેલ હો ગયે થે.**" હવે જે માણસ ઉપલું વાકય તેજ સવાલના જવાબમાં લખે તે કેવી રીતે એમ કહે કે હુઝુર (સલ) નો ઇલ્મે ગયબ તો આવો આવો હતો. શું ! દીવાનાઓ અને જાનવરોને પણ નબુવતને લગતા બધા ઇલ્મો હાંસેલ હતા ? હવે તે વાકયમાં "અયસા ઇલ્મે ગયબ તો ઝયદ, અમર, વિગેરે વિગેરે લખ્યું છે તો એ અયસા શબ્દની મતલબ એ નથી થતી કે જે હકીકતમાં ઇલ્મ રસુલુલ્લાહ (સલ)ને અપાયો હતો તેવોજ ઇલ્મ જનાવરો વિગેરેમાં પણ હતો. બલકે ત્યાં લખાયલું છે તેની મતલબ મુતલક કોઈ ગયબની ઉપર છે. કાંઇ નબી (સલ) ના ગયબની ઉપર નથી. અને કોઇ ગયબમાં જે "કોઇ" શબ્દ છે તેની મુરાદ આમ છે ખાસ નથી. અને શબ્દ "અયસા" હમેશાં સરખામણીને માટે આવતો નથી ફુસાહત, અને બલાગતવાળા લોકો પોતાના ફસીહ મહાવરામાં બોલે છે કે "અલ્લાહ અયસા કાદેર હે મસલન............" તો શું અહીંયાં બારી તઆલાની શકતિને કોઇ બીજાની શક્તિની સાથે સરખામણી કરવી મકસુદ છે ? કદી નહીં ! બલકે એ સુરત ઉપર જે ખરાબી લાઝીમ કરવામાં આવી છે તેમાં ધ્યાન દેવાથી તો જણાય છે કે એ સરખામણીથી નકાર કરવામાં આવ્યો છે. કારણ કે મુતલક કોઇ ઇલ્મે ગયબના મુરાદ લેવા પર આ ખરાબી બતાવવામાં આવી છે કે તેમાં હુઝુર (સલ) નું શું ખાસપણું છે ? એમાં તો બધા શામેલ થઇ જશે. અને આપ (સલ) ની ખાસ કમાલ દરજાની સીફતોમાં આપ (સલ) નો કોઈ હમસર નથી.

બીજું અગર આપણે લુગતો જોશું તોપણ જણાઇ આવશે કે અયસા શબ્દ હમેશાં સરખામણી માટેજ આવતો નથી. જુઓ ! ઝમીરૂલ લુગાત જીલ્દ ૨. સફો ૩૦૨.

અયસા=(૧) ઇસ કીસમકા, ઇસ શકલકા, (ફીકરા) અયસા કલમદાન હરએકસે બનના દુશાવર હે. શેઅરે આતિશ.

મેહબુબ નહીં બાગે જહાંમે કોઇ તુજસા.
બુ રખતા હે ગુલ અયસી ન લઝઝત સમર અયસી.

(૨) ઇસકદર, ઇતના, (ફીકરા) અયસા મારા કે અધમુવા કર દીયા. શેઅરે બહ્ર.

ઈસ આહાકથકા જીરમ હે અયસા લતિફા સાફ.
ગુન્નાર પર ગુમાન હે મૌજે શરાબકા.

(૩) મોમાસિલ, માનિંદ, (ફીકરા) તુમ અયસે બોહતેરે બીલ જાયેંગે. હમ અયસોંસે તો બાત ભી નહીં કરતે.

(૪) ઇસ તહં, સું, (ફીકરા) મયને અયસા સુના હે કે આજ દોનો ભાઇઓમેં ચલ ગઈ. તુમ ઉનસે સાફ સાફ કેહ દેના કે મીર સાહબ અયસા કેહતે હેં.

(૫) ઔર કભી અચ્છાઇ, બુરાઈ કી જગેહ બતૌર મુબાલગા ભી બયાન કરતે હે. (ફીકરા) અયસા વકત કીસમતોંસે મીલતા હે. કોઇ અયસી બાત મુંહસે નીકાલતા હે.

ઉપર મુજબના અર્થો અમીર મીનાઇ સાહેબ લખનવીએ પોતાની કીતાબમાં લખ્યા છે. હવે તમો માત્ર એમ કહો કે એના અર્થ માત્ર મોમાસિલ,અને માનિંદ, જ થાય છે. તો એ તમારી છેવટના દરજ્જાની અભણુતા, અને હઠ છે. અલ્લામાના વાકયમાં આગળ પાછળની ઇબારત આપણે જોઇએ છીયેં તો સાફ રીતે જણાય આવે છે કે અયસાના અર્થ ઇતના થાય છે. તો મતલબ એ થઇ કે જે ઇલ્મે ગયબ બાવારતાના કારણે આલેમુલ ગયબનો શબ્દ બોલવો દુરસ્ત સમજ્યો હતો તેટલો ગયબ તો ઝયદ, અમર, વિગેરેમાં પણ છે. હવે એથી સરખામણી કયાં થઇ? કે આપ (સલ)ના ઇલ્મ જેવો ઇલ્મ ઝયદ વિગેરેમાં છે. અલ્લામા થાનવીનો મુળ મકસદ તો ઉપલી બધી ઇબારતથી એ છે કે આલેમુલ ગયબની સીફત જે બારીતઆલાને સાથે ખાસ છે. તેને મનઘડત અર્થ કરી એવું રૂપ આપવું કે તે રૂપમાં તે દરેકમાં મળી શકતી હોય તેવા શબ્દથી મખલુકાતમાં સર્વથી અફઝલ ફખરે આલમ (સલ)ની તાઅરીફ કરવી માત્ર અભણુતા છે. શું હુઝુરે અકદસ (સલ)ની તાઅરીફ કરવાને માટે આપ (સલ)ને એવા ઇલ્મો ન અપાયા હતા કે જેમાં આપનો કોઇ પણ ભાગ્યો નહતો? અપાયા હતા! અને લાખ વાર અપાયા હતા!! તેથી કોઇ પણ દીનદાર ઇનકાર કરી શકતો નથી. પણ એવી વાતો સમજવાને માટે ઇલ્મની જરૂર છે. પણ ઇલ્મ કયા છે! અગર બરેલવીઓજ આલીમ હતે તો ઓલમાએ ઉમ્મતથી કદી પણ કપટ અને કીનો ન રાખતે કારણ કે આલીમો તો આલીમોનેજ વધારે ચાહે છે. અગર બીદઅતીઓમાં ઇલ્મ હતે તો બહલનો ઇલ્મે ગયબમાં હતી અને એ મસઅલામાં તમારો એહલે દેવબંદથી વિરૂદ્ધ પણ હતો તો જરા ઓલમાએ હરમૈન શરીફૈનને પુછી તો જોતે કે નબી (સલ)ને આલેમુલ ગયબ કહેવા દુરસ્ત છે કે નહીં? પણ તેમ પુછવા જતે તો ખાસડાઓનો સરપાવ લઇને આવવું પડતે.

ઉપલા બયાનથી સાફ રીતે જણાઈ ગયું કે ઉપલા મસઅલામાં અલ્લા થાનવીની મુરાદથી ઉંધું સમજાવી ઓલમાએ હરમૈન શરીફૈનને ધોકો આપી ફતવો લીધો છે. જે બાબત તદ્દન ધિક્કારવા જોગ છે અને એ માત્ર એહલુલ્લાહની સાથે કીના કપટનું કારણ છે. બીદઅતીઓની ઇમાનદારી તો જુઓ. કે આજે હજારો લોકો દેવબંદ, સહારનપુર, વિગેરેના મદ્રસાઓ, તથા થાનાભુવનના ખાનકાહથી દીની ફયઝ ઉઠાવે છે. એ ફયઝને અટકાવવા કેવી કેવી કોશીશો કરવામાં આવે છે. એ જમાઓના મુખ્યો ઉપર કેવાં કેવાં બોહતાનો મુકવામાં આવે છે. પણ બરેલવીઓને યાદ રાખવું જોઇએ કે અલ્લાહનું દીન તો કયામત સુધી જારી રહેશે. તમારી વ્યર્થ કોશીશોથી મટી શકતું નથી. જો તમારી નઝદીક હયા કોઇ ચીજ હોય! જો ઇમાન અઝીઝ હોય તો એવી દજાલીઓથી બાઝ આવો! જુઓ! તમારી હુસામુલ હરમૈન પછી મોહન્નદ પ્રગટ થઇ છે. જરા તેમાં હઝરાતે દેવબંદને માટે કેવા

શબ્દોનો ઉપયોગ કર્યો છે. અને તમારે માટે કેવા કેવા શબ્દોનો ઉપયોગ કર્યો છે તે જુઓ ! વાત તો મોહન્નદનીજ માતબર કહેવાશે. કારણ કે એ ફતવો છેલ્લાં નીકળ્યો છે.

વળી કેટલાક શયતાનો એમ લોકોને બહેકાવે છે કે મોહન્નદમાં અસલી કીતાબોના શબ્દે શબ્દ લખ્યા નથી. તો અકલમંદો ! તમારે જાણવું જોઇએ કે અસલ કીતાબો તો ઉર્દુ ભાષામાં લખાઈ હતી, અને મોહન્નદ તો મુળ અરબીમાં લખાઈ હતી. હવે તેના શબ્દે શબ્દ અને અક્ષરે અક્ષર કેવી રીતે આવી શકે પણ તેમાં જોવાનું એજ છે કે મુળ મતલબમાં કાંઇ ફેર છે કે નહી અગર જો કાંઇ તે ફેર હોય તો કાઢી બતાવો ? તમોએ તો જમીન અને આસમાન જેટલો ફેર કરીને હુસામુલ હરમૈન લખી. તેનો ફેર તો મારી ઉપલી ઇબારતથી એવી રીતે સાબેત થઇ ગયો કે અગર કોઇ દીનદાર હશે તે તો નકાર કરી ન શકશે. પણ હઠ ધર્મીઓનાં દીલ તો ખુદા પાકએ કાળાં કરી દીધાં છે. તે તો ધોળે દીવસે સુર્ય નથી. એમ પણ કહેવાને ચુકશે નહીં.

વળી જુઓ ? અલ્લામા થાનવીને એ ઇબારત માટે તેમની શું મુરાદ છે ? તે પુછવામાં આવી તો તેના જવાબમાં બસ્તુલ બનાન નામના રિસાલામાં પોતે લખે છે કે "આપકે ખતકે જવાબમેં અર્ઝ કરતા હું કે મયને યે ખબીસ મઝમુન કીસી કીતાબમેં નહીં લીખ્ખા. ઓર લીખના તો દરકીનાર મેરે કલ્બમેં ભી ઇસ મઝમુનકા કભી ખતરા ભી નહીં ગુઝરા." વળી આગળ જતાં લખે છે કે. "જો શખ્સ અપસા એતેકાદ રખ્ખે યા બીલા એતેકાદ સરાહતન યા ઇશારતન યે બાત કહે મેં ઉસ શખ્સકો ખારેજ અઝ ઇસલામ સમજતા હું કે વો શખ્સ તકઝીબ કરતા હે નુસુસે કતઇયાકી ઓર તનકીસ કરતા હે હુઝુર સરવરે આલમ ફખરે બની આદમ (સલ) કી." હવે જે માણુસ પોતે એમ લખે તેની મુરાદ તેમ કેવી રીતે થઈ શકે.

હવે આપણે એ જોવાનું છે કે એવી રીતની ઇબારત કોઇ બીજી માતબર કીતાબોમાં પણ છે કે પહેલ વહેલી એ ઇબારત એઓણેજ લખી છે. જુઓ શરહે મવાકેફ મતબએ નવલકીશોર લખનૌમાં છપાયલી સફ્હા ૬૬૩ માં ફલોસફરો જે એમ કહેતા હતા કે નબી (સલ) ને માટે ઇલ્મે ગયબનું જાણવું પણ જરૂરી છે તો તેનું રદ કરતાં લખે છે કે "અમો જવાબમાં લખીશું કે તમોએ જે બયાન કર્યું છે તે કેટલીક વાતોથી રદ્દ છે. કુલ્લ ગયબની વાતો નબી (સલ) જાણે છે એ વાત તો તમો, અને અમો બન્ને માનતા નથી. કારણ કે નબી (સલ) એ ફરમાવ્યું છે કે અગર હું ગયબની વાતોને જાણતે તો ઘણી ભલાઇઓ જમા કરતે અને મને ઇજા પહોંચતે નહીં.

અને કોઇ કોઈ ગયબથી ખબરદાર થવું નબી (સલ) ની સાથે ખાસ નથી. જેમ તમો ખુદ માનો છો કે કોઈ કોઇ ગયબ તો રીયાઝ કરવાવાળા, તથા બીમારો, તથા ઉંઘેલાઓ પણ જાણે છે !"

ઉપલી ઇબારત શરહે મવાકેફના કર્તાની છે હવે કહો એવણ પણ રસુલુલ્લાહ ( સલ ) ના ઇલ્મને સાધુઓ બીમારો, અને ઉંઘાયલાઓ જેવો કહે છે ? શું ઉપલી ઇબારતની ઢબમાં અને હીફઝુલ ઇમાનની ઇબારતના ઢબમાં એક જરા પણ ફેર છે ? એથી કાંઇ સરખામણી સાબેત થતી નથી. એથી તો માત્ર એટલુંજ સાબેત થાય છે કે જે ઇલ્મ દરેકમાં હોય પછી તે ગમે એટલો વધારે અથવા ઓછો હોય તો તેની નીસબત નબુવતની શાનની તરફ કરવી મુનાસેબ નથી અને

બીજું કારણ એ કે ખુદાપાક આલેમુલ ગયબ બીઝઝાત છે અને એ તેની ખાસ સીફતોમાંથી છે. માટે આલેમુલ ગયબના શબ્દને કોઇ મનઘડત અર્થના આધારે બીજાની ઉપર બોલવો દુરસ્ત સમજશો તો શીર્કનો વહેમ થઇ જાય છે.

હવે જુઓ મતાલેઉલ અનવાર ( નોટ ) શરહે મોવાકેફ જીલ્દ ૧ લી સફે ૫૩૬, ૫૩૭. "અગર તેઓની મુરાદ નબી (સલ)ને માટે તમામ (ગયબ)થી ખબરદાર રહેવું હોય તો નબી થવાને માટે એ કાંઇ જરૂરી નથી કે તમામ ગયબને જાણે અને અગર મુરાદ કોઇ કોઇ ગયબથી હોય તો એ નબીની સાથે ખાસ નથી. કારણ કે કોઇ પણ એવો નથી કે જેને કોઇ કોઇ ગયબથી વગર શીખવે ખબર ન હોય."

ઉપલી ઇબારત પણ હીફઝુલ ઇમાનનીજ નકલ છે. અને હું તો કહું છું કે તેથી પણ વધીને છે. કારણ કે તેમાં તો ઝયદ, અમર, બકર, વિગેરે પણ લખ્યું છે. અને આ ઇબારતમાં તો "કોઇ પણ" નો શબ્દ લખ્યો છે. એટલે એમાં કોઇ પણ જાનદારને લેશો તો આવી જશે.

હવે કહો કે જે સાહેબો એમ કહેતા હતા કે હીફઝુલ ઇમાનમાં નબી (સલ) ની બેઅદબી કીધી છે, તેઓને હું પુછું છું કે આ આઠસો વરસ પર થએલા પોતાના જમાનાના ઇમામ જેવા આલીમો, અલ્લામા મીર સૈયદ શરીફ, અને કાઝી અઝદ (રહ) ને પણ કહેશો કે એવાઓના કુફ્રો અઝાબમાં જે શક કરે તે કાફેર છે. આજે આઠસો વરસથી સુન્નત વલ જમાઅત એમને મુસલમાનોના પેશવા માનતા આવે છે, તો શું તે બધી જમાઅત કાફેર થઇ ગઇ?

જ્યારે પહેલ વહેલી ઉપલી ઇબારતો બરેલવી બીદઅતીની આગળ એહલે દેવબંદે મોકલી તો આંખ્યો ફાટી ગઇ! અને હોશ ગુમ થઇ ગયા! અને ગભરાટને કારણે કહી દીધું કે હા! એઓ પણ કાફેર છે!! કેમ નહીં? જહન્નમના દારોગાને તો જહન્નમનુંજ પેટ ભરવું જોઇએ. હજી તો સારું છે કે જહન્નમના દારોગા થયા અગર જન્નતના થતે તો શું ન કરત!

ઉપલા ખુલાસાઓ ઉપરથી સાબેત થઇ ગયું કે અલ્લામા થાનવીની એ ખવીસ મુરાદ ન હતી. તેમ એવી ઇબારત લખવી પણ બેઅદબી નથી અયસા શબ્દ હમેશાં સરખામણી માટે આવતો નથી. કોઇ માણસના કહેલા કલામની મુરાદથી ફલટું સમજાવી તેના પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન કરાવવો છેલ્લા દરજાની ગુમરાહી છે. અલ્લામા થાનવી કે જેમના આજે લાખોની સંખ્યામાં મુરીદો છે તેવા માણસની તરફ ધિક્કાર ઉપજાવવાની કોશીશ કરવી કે જેથી લાખો માણસને નફો પહોંચનો બંધ થાય એ શેતાનીયત નથી તો બીજું શું છે? બીદઅતીઓને યાદ રાખવું જોઇએ કે દજ્જાલોના ફરેબમાં તો ગુમરાહોજ ફસાસે. બીચારા બરેલવીએ પોતાની બધી ઉમર ઓલમાએ ઉમ્મતને કાફેરજ સાબેત કરવામાં ગાળી કોઇની ઉપર ૭૦ રીતે કુફ્ર સાબેત કર્યું. અને કોઇ પર ૭૫ રીતે સાબેત કર્યું. એ ઉપરથી તો જણાય છે કે એ માણસનું એવું મન હોવું જોઇએ કે માત્ર હું એકલોજ જન્નતમાં જાઉં. અને બીજા બધાને માટે જન્નત હરામ કરી દઉં. એ માણસે એવા એવા મોટા ઓલમાએ ઉમ્મતને કાફેર ઠહયા છે કે જેઓ પોતાના જમાનામાં યકતા હતા. એ માણસ કાંઇ એમ સમજતો હતો કે કોઇ પણ માણસને જન્નત અથવા દોજખમાં મોકલવો મારાજ ઇરાદા પર મોકુફ છે.

અલ્લામા થાનવી પરનું બોહતાન પણ બોહતાનના રૂપમાં જણાઇ ગયું. હાલમાં આમ લોકોને દેવબંદના સુન્ની ઓલમાઓ તરફ ધિક્કાર ઉપજાવવા મુખ્ય ચાર બોહતાનો હતાં જેનો

ખુલાસો સંપુર્ણ રીતે થઇ ગયો છે. કે કોઇના તો વાકયોને અવાર નવાર બંધ બેસતાં ગોઠવી કોઇના વાકયોમાં ફેરફાર કરી નાંખ્યો. કોઇના વાકયોમાંથી પોતાની મતલબને નડતા શબ્દો કાઢી મન મુજબનું જુદું કલામ બનાવી હજ્જતી કીધી. કોઇના લેખની મુરાદ ઉલટી સીધી સમજાવી દીધી મતલબ કે જ્યાં જે કાંઇ પણ કર્યું તે ફ્રેબ વગર કાંઇ ન કર્યું. અને હમણાં તેમનાં ચેલાઓનો પણ એજ ધંધો છે. ખુદા જાણે એઓનો દિલી ઇરાદો શું હશે! હાલ તો કાંઇ મોઢે કહેતા નથી. પણ એઓની ચળવળ ઉપરથી તો જણાય છે કે કદાચ કાંઇ કાદવાની જેવું પણ લઇ બેસે.

## મુનફ્ફરરક બોહતાનોના જવાબ

હવે માત્ર થોડાંક બોહતાનો કે જે બીદઅતીઓએ એકલે હકની ઉપર મુકયાં છે, જેનું વિગતવાર બયાન મોહન્તદમાં છે, તેને ટુંકમાં લખી જણાવું છું. જેને જોઇએ તે મોહન્નદ મંગાવી જોઇ લ્યો. નીચે જે અકીદાઓ બયાન કરવામાં આવશે તે અકીદાઓ એકલે દેવબંદના છે.

ત્રીજા અને ચોથા સવાલના જવાબમાં લખ્યું છે કે "અમારા અને અમારા વડીલોની નજદીક અંબીયા, સોલહા, શોહદ, અવલીયા, અને સીદીકીનનો વસીલો તેમની હયાતી, તથા વફાત પછી દોઆમાં લેવો દુરસ્ત છે. પણ દોઆ કરતી વખતે એમ કહે કે ઓ અલ્લાહ! હું ફલાણા બુઝોર્ગના વસીલાની સાથે મારી દોઆની કબુલીયત અથવા હાજત તારી પાસે માંગું છું."

પાંચમાં સવાલના જવાબની છેવટમાં લખ્યું છે કે "નબી (સલ) ની હયાત જેવી રીતે દુન્યામાં હતી તેવીજ રીતે કબર મુબારકમાં છે, અને આલમે બરઝખમાં પણ છે."

સવાલ સાતમાંના જવાબમાં લખ્યું છે કે "હુઝુરે આલમ (સલ) પર વધારે દુરૂદ શરીફ પઢવું મોટો સવાબ, મુસતહબ, અને સારો બદલો મળવાનું કારણ છે. પછી દુરૂદ શરીફ, દલાએલુલ ખયરાત, અથવા બીજા બુઝુર્ગોના રિસાલાઓ પણ પઢવા સવાબથી ખાલી નથી."

સવાલ અગ્યારમાંના જવાબમાં છેવટે લખ્યું છે કે 'હવે જે તમો પુછો છો કે શેખોની આત્મ શકિતથી ફાયદો અને સીનાઓ, અને કબરોથી છુપા લાભો મળે છે કે નહીં તેના જવાબમાં લખીએ છીએ કે ખરેખર મળે છે. પણ હાલ જે વાતો આમ લોકોમાં ચાલી રહી છે તે રૂઢી મુજબ નહીં. પણ હા! જે તરીકો કે ખાસ, અને એહલુલ્લાહથી છુપો નથી તે રૂઢી મુજબ જરૂર મળી શકે છે."

સવાલ તેરમાં અને ચઉદમાંના જવાબમાં છેવટે લખ્યું છે કે "શારીનઆલા માટે દિશા, અને મકાન, સાબેત કરવું અમો દુરસ્ત સમજતા નથી. અને કહીએ છીએ કે દિશા, અને મકાન, અને તમામ નાશકારક સીફ્તોથી તે પવિત્ર અને શ્રેષ્ટ છે."

સવાલ પંદરમાંના જવાબમાં લખ્યું છે કે "અમારા સરદાર, અમારા માલેક, અમારા પ્યારા, કયામતને દીવસે બારીતઆલા પાસે અમારી બક્ષિશ કરાવવાવાળા મોહમ્મદ (સલ) તમામ મખલુકથી શ્રેષ્ટ, અને હક્ક તઆલાની નજદીક સર્વથી બેહતર છે. અને ખુદા પાકની નજદીકી મેળવવામાં, અને બારી તઆલાની પાસે ઉંચી પદવિ મેળવવામાં કોઇ માણસ આપ (સલ) ની બરોબર તો શું પાસે પણ જઇ શકતો નથી. અને આપ (સલ) તમામ રસુલો. નબીયો, અને ચુંટી કાઢેલી રોગીઓને તમામ કરવાવાળા છે."

સવાલ સોળમાંના જવાબમાં લખ્યું છે કે "અમારો અને અમારા વડીલોનો એવો અકીદો છે કે હુઝુરે આક્રમ (સલ) નબીયોને તમામ કરવાવાળા છે. અને આપ (સલ) પછી બીજો કોઈ પણ નબી નથી."

સવાલ સત્તરમાંના જવાબમાં લખ્યું છે કે "જો કોઇ માણુસ એમ કહે કે રસુલુલ્લાહ (સલ) ને અમો ઉપર એટલી ફઝીલત છે જેટલી મોટાભાઇને નાના ભાઇની ઉપર હોય છે તો તે માણુસ ઇસલામના દાએરાથી દુર છે."

સવાલ ૧૮ માંના જવાબમાં લખ્યું છે કે "અમો મોઢેથી કહેવાવાળા, અને દીલથી અકીદો રાખવાવાળા છીએ કે અમારા સરદાર નબી (સલ) ને તમામ મખલુકથી વધારે ઇલ્મો મલ્યા છે."

સવાલ ઓગણીસમાંના જવાબમાં લખ્યું છે કે "જો કોઇ માણુસ એમ કહે કે ફલાણો માણુસ નબી (સલ)થી વધારે આલીમ છે તો તે માણુસ કાફેર છે. અને તે માણુસના કુફ્રનો ફતવો અમારા વડીલો આપી ચુકયા છે એટલું બધું કર્યા છતાં નબી (સલ)થી શયતાન મરદુદનો ઇલ્મ વધારે છે એ વાત અમારી કીનાઓમાંથી કોઇ પણ માણુસ કેવી રીતે કાઢી શકે?"

સવાલ વીસમાંના જવાબમાં છેવટે લખ્યું છે કે "અમારી નજદીક જે માણુસ રસુલુલ્લાહ (સલ)ના ઇલ્મને ઝયદ, બકર, અને જાનાવરોની બરોબર સમજે તે કાફેર છે."

સવાલ એકવીસમાંનાં જવાબમાં લખ્યું છે કે "અમો તો શું! પણ કોઇ પણ મુસલમાન એવો ન હશે, કે જે આપ (સલ)ના વિલાદતના બયાનને તો શું! પણ આપ (સલ)ના પગરખાં પરની ધૂળ, અથવા આપ (સલ)ના સવારીના ગધેડાના મુતના બયાનને પણ બુરો, અથવા બીદઅતે સઇયા, અથવા હરામ કહે. જે હાલતોને કે એક જરાએ આપ (સલ)થી નીસબત હોય, પછી તે આપ (સલ)ની વિલાદતની હોય, અથવા આપ (સલ)ની જાગૃત, નીંદ્રાની હોય, તે દરેક અમારી નજદીક ઘણીજ ઉત્તમ, અને ઉચા દરજાની મુસતહબ છે."

સવાલ ચોવીસમાંના જવાબમાં લખ્યું છે કે 'અમો અને અમારા વડીલો આ વાતનો યકીન રાખીએ છીએ કે જે કલામ બારી તઆલાએ બયાન કર્યું છે અથવા ભવિષ્યે કરશે, તે ખરેખર સાચું વહેમ વગરનું, અને બંધબેસતું છે. અને તેના કોઇ પણ કલામમાં જુઠનું ગુમાન પણ થઈ શકતું નથી તેમજ વિરૂદ્ધનો વહેમ પણ કરી શકતા નથી. એમ છતાં પણ જો કોઇ માણુસ કરે તો તે કાફેર, મુલહેદ, અને ઝીનદીક છે, અને તેમાં ઇમાનનું નામ એ નથી."

સવાલ છવ્વીસમાંના જવાબમાં છેવટે લખ્યું છે કે "કાદયાનીના કાફેર થવાની બાબત અમારા શયખ હઝરત મોલાના રશીદ અહમદ ગંગોહી (રહ) નો ફતવો તો છપાઇને બહાર પણ પડી ચુકયો છે."

હાલમાં વળી કેટલાક મુદ્દતથી અલ્લામા અશરફઅલી થાનવી સાહેબ ઉપર એક નવું બોહતાન તદ્દન બે બુનયાદ જુઠા દજ્જાલો તરફથી બાંધવામાં આવ્યું છે. અને એ બોહતાનની બુનયાદને પણ કુફ્રને દરજ્જે સુધી પહોંચાડવામાં આવી છે અને તે એ છે કે અલ્લામા થાનવી હવે પોતાના નામનો કલમો પઢાવે છે. ખુદાની પનાહ!

એ કીસ્સો એક માણુસ કે જે અલ્લામાનો મુરીદ પણ નહતો તેના સ્વપ્નની હાલતને લગતો છે. તેણે જે કાગળ અલ્લામા પર લખ્યો તથા તેનો જે જવાબ અલ્લામા સાહેબે આપ્યો તેનો વિગતવાર ખુલાસો નીચે મુજબ છે. તે માણુસ પોતાના કાગળની છેવટમાં લખે છે કે

"એક વખતે સેવકનું રામપુર જવું થયું. અને ત્યાં એક મસ્જીદમાં એક મોલવી સાહેબ જેવણ તાલેબે ઇલ્મ હતા તેમની પાસે બેસવાનો જોગ થઈ ગયો અને એ પણ જણાયું કે તે મોલવી સાહેબ તમારા મુરીદ હતા તેથી તેમની સાથે વધુ મહોબત થઈ ગઈ. અને વાત ચીત દરમ્યાન જણાયું કે તેવણની ઉપર થાના ભુવનથી બે ચોપાન્યા "અલઇમદાદ" તથા "હુસ્નુલ અઝીઝ" પણ માસીક આવે છે. સેવકે તે જોવા માટે માંગણી કીધી. તો તે મોલવી સાહેબે કેટલાક ચોપાનીયાઓ મને જોવાને માટે આપ્યાં. અલહમદોલીલ્લાહ ! જે મઝા તે ચોપાનીઆઓથી મળી તે બયાન થઇ શકતી નથી. એક દીવસનો બનાવ છે કે હુસ્નુલ અઝીઝ જોઇ રહયો હતો અને બપોરનો વખત હતો એટલામાં નીંદ્રા આવવા લાગી. તેથી સુઇ જવાનો ઇરાદો કર્યો. રિસાલો હુસ્નુલ અઝીઝ એક બાજુએ મુકી દીધો. પણ જયારે સેવકે કરવટ બદલી ત્યારે દીલમાં ખયાલ આવ્યો કે કીતાબને પીડ થઇ. તેથી રિસાલો હુસ્નુલ અઝીઝ ઉંચકી માથે સીરાણે મુકી દીધો. અને ઉંઘી ગયો. કેટલીકવાર પછી સ્વપ્ન જોઉં છું કે કલમો શરીફ લાઈલાહા ઈલ્લલ્લાહુ પઢું છું પણ મોહમ્મદુ રંસુલુલ્લાહની જગ્યાએ...............નું નામ લઉં છું. એટલામાં દીલમાં ખયાલ આવ્યો કે કલમા શરીફના પઢવામાં તારેથી ભુલ થઇ. એને પાછો સહી પઢવો જોઇએ. એ ખયાલથી પાછો કલમો શરીફ પઢું છું. દીલમાં તો એ છે કે સહી પઢાય. પણ જીભથી બેધડક રસુલુલ્લાહ (સલ) ની જગ્યાએ....................નીકળી જાય છે. જો કે હું જાણું છું કે એવી રીતે દુરૂસ્ત નથી. મગર બેઅખત્યાર મોઢેથી એજ કલમો નીકળે છે, બેચારવાર જયારે એમજ થયું ત્યારે તમને સાંભે જોઉં છું. અને બીજા પણ કેટલાક માણસો તમારી સાથે હતા. પણ એટલામાં મારી એ હાલત થઇ ગઇ કે હું ઉભો ઉભો ચક્કર આવવાને કારણે જમીનપર પડી ગયો. અને એક ઘણી જોશથી ચીચયારી પાડી. અને મને જણાતું હતું કે મારામાં કંઈ પણ શકિત રહી ન હતી. એટલામાં સેવક સ્વપ્નથી જાગૃત થયો. પણ શરીરમાં તેજ પ્રમાણે બે શુદ્ધી હતી. અને નાતાકતીની અસર પણ તેમજ હતી. મગર સ્વપ્ન અને જાગૃત બન્ને હાલતમાં આપનોજ ખયાલ હતો. પણ જાગૃત હાલતમાં કલેમા શરીફની ભુલનો જયારે ખયાલ આવ્યો તો એવો ઇરાદો થયો કે એ ખયાલને દીલથી દુર કરવો જોઇએ. એટલા માટે કે વળી પાછી કોઇ એવી ભુલ ન થાય. એ ખયાલના કારણે સેવક બેસી ગયો. અને પાછો બીજી કરવટ સુઇને કલમા શરીફની ભુલને દુર કરવા રસુલુલ્લાહ (સલ) પર દુરૂદ શરીફ પઢું છું. પણ પાછો એમ કહું છું કે અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદના વ નબીયેના વ મૌલાના...............જો કે હવે જાગૃત છું. સ્વપ્ન નથી. મગર બેઅખત્યાર છું, નાચાર છું. જીભ મારા કાબુમાં નથી. તે દીવસે એવોજ ખયાલ રહયો. બીજે દીવસે જાગૃત હાલતમાં નબળાઇ રહી. ઘણો રડયો. બીજા પણ ઘણા બનાવો આપની સાથે મહોબતના કારણે છે. કયાં સુધી લખું."

—: જવાબ :—

"એ બનાવમાં દીલાસો હતો કે જેની તરફ તમો વલણ કરો છો તે માણસ બારીતઆલાની મહેરબાનીથી સુન્નતોની તાબેદારી કરવાવાળો છે."

ઉપલા જવાબના આધારે એમ કહેવામાં આવે છે કે સ્વપ્ન જોનાર માણસ આટલું બધું કુફ્ર બકયો છતાં તેને તૌબા કરવાનું ન લખ્યું. તેથી જણાઇ આવે છે કે એવા કુફ્રીયાતના બકવાસથી અલ્લાહ રાજી છે. અને કુફ્રથી રાજી રહેવું પણ કુફ્ર છે. અને એવણને એ વાત પસંદ છે કે લાઇલાહા ઇલ્લલ્લાહ પછી..................કહે.

હવે આપણે જે એ બાબતમાં જોવાનું છે તે એજ છે કે ઉપલો સ્વપ્ન જોવાવાળો માણસ સ્વપ્ન અને જાગૃત બન્ને હાલતમાં જ્યારે તેણે ઉપલો બકવો કર્યો ત્યારે તે પોતાના અખત્યારમાં હતો કે નહીં. ત્યારે સ્વપ્નની હાલત તો બે અખત્યાર હતી તે તો કોઇ પણ માણસ કહી આપશે. હવે માત્ર જે કલામ કરવાનું છે તે માત્ર બેદારીની હાલતનું છે. તો તે તો તે માણસ ખુદ પોતેજ લખે છે કે હું પોતે જાણતો હતો કે હું ભુલ કરૂં છું પણ તેની જીભ તેના અખત્યારમાં બેચેનીના કારણે ન હતી. તેમ તે માણસ જેવી રીતે મોઢેથી ઉપલો બકવાસ કરવો દુરૂસ્ત ન સમજતો હતો તેમ તેને દીલથી પણ ધિક્કારતો હતો એ તેની ઇબારતપરથી સાફ રીતે સમજી શકાય છે. તેમ જ્યારે પાછો તે પોતે પોતાના કાબુમાં આવ્યો ત્યારે ઘણોજ રડયો. એ રડવું પોતાથી થએલી ભુલને માટે હતું. એટલે તોબા હતી. એ બધી વાતોનો ખુલાસો તેના કાગળ પરથીજ જણાઇ આવે છે. અને એ બેચેનીની હાલત મટી જવા પછી પોતાને જે એ ભુલ માટે કરવું હતું તે કરીને તેણે કાગળ લખ્યો. હવે તેને માત્ર ખ્વાબની તાબીર વગર બીજું શું લખે? જે નસીહતો એવી ભુલ કરે તેને માટે કરવાની હતી તે તો તેણે બધી પહેલાંથીજ કરી લીધી હતી. હવે જો કોઇ એમ કહે કે એવો બેહુદો બકવો કરવાથી તેની સ્ત્રી તેના નીકાહમાંથી નીકળી ગઇ, તો તેને પાછા નીકાહ કરવાની તો નસીહત કરતે! તો તેનો જવાબ એ છે કે તેમ પણ નથી. કારણકે એકાએક હદથી વધારે રંજના પહોંચવાથી પોતાના કાબુથી નીકળી જનાર, તેમજ એકાએક હદથી વધારે ખુશીના હાંસેલ થવાથી પોતાના કાબુથી નીકળી જનાર, તેમજ દીવાના, તેમજ સ્વપ્નમાં ભુંડુ ભલુ બોલનાર, વિગેરેથી અગર એવી ઇઝતેરારી હાલતમાં કોઇ શબ્દ મોઢેથી નીકળી જાય તો તેથી તે કાંઇ કાફર થતો નથી. જુઓ, મુસલીમ શરીફમાંનો કીસ્સો કે જ્યારે એક માણસ જંગલમાં સુઇ ગયો અને જ્યારે જાગૃત થયો તો જુએ છે કે માલ અસબાબથી લાધેલું તેનું ઉંટ ખોવાઇ ગયું હતું. ત્યારે તે ઘણો જ બેચેન થઇ ગયો. અને તેને શોધવા લાગ્યો અને તે શોધવાનીજ હાલતમાં પાછો તેની ઉપર ઉંઘનો ગલબો થયો, અને તે પાછો ઉંઘી ગયો. અને થોડીક વારે જ્યારે પાછો જાગૃત થયો તો જુએ છે કે તેનું ઉંટ તેની પાસે ઉભું હતું ત્યારે તેણે ખુશીના આવેશમાં કહ્યું કે "અન્તા અબદી, વ અના રબ્બોક", એટલે ઓ અલ્લાહ! તું મારો બંદો, અને હું તારો રબ્બ છું. એ વાત જ્યારે રસુલુલ્લાહ (સલ)ની આગળ કહેવામાં આવી તો આપ (સલ) એ ફરમાવ્યું કે "અખતાઅ મીન શીદ્દતીલ ફ્રહે" એટલે તે માણસે ભુલ કીધી એકાએક ખુશીના વધી જવાથી. અગર જો તે માણસ કાફેર થઇ ગયો હતે તો જરૂર હુઝુર (સલ) "ખતા" નો શબ્દ ન કહેતે. કારણ કે ખતા ઇરાદાપુર્વક થતી નથી. જુઓ રોઝાના મસઅલામાં પણ અગર કોઇ ખતાથી રોઝો તુટી જાએ છે તો કફ્ફારો લાઝમ પડતો નથી.

ઉપલી બાબત પરથી જણાઈ આવ્યું કે તે કાફેર થયો ન હતો. હવે જે એમ કહેવામાં આવે છે કે તેને તૌબા કરવાની નસીહત શા માટે કરવામાં ન આવી ? તો સાહેબો ! તેણે તૌબા કરીને તો કાગળ લખ્યો. તે શું તેના કાગળ ઉપરથી સમજાતું નથી ? સમજાય છે તો બધું. પણ ઉંધી બુદ્ધિના દજ્જાલોને માત્ર બોહતાનથીજ મતલબ છે. એ વિષય પર ઘણી વખતે અલ ઈમદાદમાં ખુલાસાઓ પ્રગટ થયા પણ કોણ જુએ છે ! જેમની બુધ્ધિની આંખ્યો પર ઈર્ષાની છારી આવી ગઈ હોય તેને શું દેખાય ! !

અગર અલ્લામા થાનવીને નબીનો દાવો હતે તો શું જવાબ આવો લખતે ? અરે મુર્ખાઓ તેનો જવાબ તો એમ લખતે કે જુઓ તમો મને નબી માનતા નથી તો ખુદા પાક તમારી પાસેથી જબરદસ્તી તમારે મોઢેથી મારી નબુવતનો એકરાર કરાવે છે. માટે મને નબી માનો ! ઉપલી ઈબારતને બદલે શું માત્ર એમ લખે કે " એ બનાવમાં દીલાસો હતો કે જેની તરફ તમો વલણ કરો છો તે માણસ બારી તઆલાની મહેરબાનીથી સુન્નતોની તાબેદારી કરવાવાળો છે."

અફસોસ ! સદ અફસોસ ! ! જેવી રીતે બરેલવીઓ બીદઅતીઓ એટલે દેવબંદના સુન્ની આલીમો પ્રત્યે વેર ભાવ રાખે છે, એવીજ રીતે નજદીયો એટલે સુન્નત વલ જમાઅતથી રાખતા હતા.

ઉપર બયાન થયા પ્રમાણે દરરોજ નવા નવા બોહતાનો એટલે હક્ક માટે બરેલીની કુફ્ર મેન્યુફેકચરીંગ કું. લીમીટેડના કુફ્રના સાંચામાં ઢલતા જાય છે. કયાં સુધી એઓને કોઈ જવાબ આપતો ફરે. કારણ કે એઓનો તો એજ ધંધો છે. આજે તો એવો વખત છે કે આર્યસમાજીયો હજારો ઇસલામીઓને કાફેર બનાવતા જાય છે તેઓના મુકાબલામાં વખત ગાળવો જોઇએ તો તે કામ પોતે પણ કરતા નથી, અને જેઓ એ કામ લીલ્લાહ કરે છે તેમનો કીંમતી વખત આવાં આવાં જુઠાં બોહતાનીની બાંધણીથી બરબાદ કરે છે. એટલે સુન્નત વલ જમાઅતની ઉપર જે ચાર બોહતાનોના આધારે એઓને અહંકાર હતો તેનો ખુલાસો અલહમ્દોલીલ્લાહ બન્ને પક્ષોની કીતાબો ઉપરથી મેં સંપુર્ણ રીતે કરી નાખ્યો છે. જેમાં હવે કોઇ પણ કલામનો સમાવેશ થઇ શકતો નથી. કીતાબોના આપેલા હવાલા પ્રમાણે જેને જોઇએ તે કીતાબો મંગાવી જોઇ લે !

એ બીદઅતી બરેલવીએ દુન્યામાં કેટલા મોટા મોટા આલીમોને કાફેર કહ્યા છે તેનું જો વિગતવાર બયાન જોવું હોય તો ગલબતુલ હક્ક મુરાદાબાદ પબ્લીક પ્રેસમાં છપાયલો રિસાલો મગાવી જોઇ લો. એ કીતાબમાં જણાવવામાં આવ્યું છે કે એણે ઓલમાએ ઉમ્મતના પચાસ એવા એવા શાનદાર આલીમોને કાફેર કહ્યા છે કે તે સાંભળી દીલ ધ્રુજી જાય છે. તેમાં સર્વથી પહેલાં સૈયદુત્તાએફા હઝરત શેખ અહમદ ફારૂક સરહિન્દી મુજદ્દદે અલ્ફે સાની (રહ) નું નામ જોઇને તો દીલમાં એક કંપારી આવી જાયછે. એ વગર મુફતી લુત્ફુલ્લાહ અલીગઢી સાહેબ, મૌલાના અહમદઅલી સહારનપુરી સાહેબ, ગાજી ઇસમાઇલ શહીદ (રહ) અને અલ્લામા મોહમ્મદ કાસિમ નાનૌતવી (રહ) ની જેવી પવિત્ર હસ્તીઓ પર એ દોજખી દારોગાએ નાહકનો કેહેર વરસાવી દીધો છે. એ વગર એની કીતાબો જોશો તો તેમાં માત્ર ઓલમાએ ઉમ્મતને કાફેરો સાબેત કરવા વગર બીજું કાંઇ નથી. જે માણસ એટલે ઇસલામના ઈમામો જેવા મીર સૈયદ શરીફ, તથા કાજી અઝદ, તથા મૌલાના નીઝામી ગંજવી, તથા મુલ્લાં જામી જેવાઓને કાફેર કહેવાથી ન લજવાયો, તે અગર દેવબંદના થોડાક અથવા બધી જમાઅતને કાફેર કહી દે તો તેમાં કાંઇ પણ નવાઇ જેવું નથી. એને તો એવી ટેવ પડી ગઇ હતી, અને એના નાલાયક અભણ ચેલાઓને પણ એજ ટેવ પડી ગઈ છે.

શાહ વલીયુલ્લાહ (રહ) તથા શાહ અબ્દુલ અઝીઝ (રહ) વિગેરે જેવા મહાન મોહદીસોને પોતાના રિસાલોઓમાં કાફેર લખવા છેવટના દરજ્જાની ગુમરાહી નથી તો બીજું શું છે? આજે તમારા લેખો, તમારા બયાનો, તમારી ચાલોની ઉપરથી સેંકડો દલીલોની સાથે એહલે દેવબંદ તમો ઉપર એવી રીતે કુફ સાબેત કરી શકે છે કે તમો અગર હાથ રગડી રગડી મરી જાઓ તો પણ તેનો ખરો જવાબ ન આપી શકો. પણ એહલે દેવબંદ એમ ચાહતા નથી કે ઇસલામનો દાએરો તંગ થઇ જાય. એહલે દેવબંદ તો એમ ચાહે છે કે દુન્યામાં સર્વથી મોટી સંખ્યા ઇસલામીઓની થાય, અને નબીયે કરીમ (સલ) સર્વ અંબયાઓથી એક મોટી ટોળીને લઇને જન્નતમાં દાખેલ થવામાં તે સર્વ ઉપર ફખર હાંસેલ કરે! બીદઅતીઓ! શું તમારા જેવા અભણોના કહેવાથી કોઇ માણસ કાફેર, અથવા મુસલમાન થઇ જવાનો છે.? શું જન્નત દોજખના તમો માલિક છો? એ બધો ઘમંડ દીલમાંથી દુર કરી નાંખો! અને અલ્લાહ, અને તેના રસુલ (સલ) એ બતાવેલા રસ્તા પ્રમાણે હલાલ રોજીથી તમારી દોજખ ભરો! માત્ર એક તમારૂં પેટ ભરવાને માટે એહલે ઇસલામમાં ફાટફુટનું બી ન વાવો! અને તોબા કરી લો!

છેવટે હું કહું છું કે તમામ તઅરીફ તે સર્વ શકિતવાન જાતને માટે છે કે જે સર્વ ખામીઓથી પવિત્ર છે. અને દુરૂદ અને સલામતીઓ તેવણ પર થાઓ કે જેવણનું મુબારક નામ મોહમ્મદ (સલ) છે. અને તેવણના દોસ્તોપર, અને તમામ મોમીનોપર! આમીન.



# ઉપકાર.

બારી તઆલાનો લાખ લાખ શુક્ર છે કે જેણે આ કામ મુજ નાચીજના હાથે અંજામ આપ્યું. આ તકે જે સાહેબોએ કે આ રિસાલો છપાવી મુફત વહેંચવા માટે નાણા સંબંધી જે સગવડ કરી આપી છે, તેઓનો પણ ખરા અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

Z.

## મજકુર સરનામે.

જે માણસ એક આનાનું પોસ્ટ સ્ટાંપ મોકલશે તેને આ રિસાલો મુફ્ત મોકલવામાં આવશે.

મેનેજર.

### મદ્રસા મોહમ્મદીયાહ અરબીયાહ ઈસલામીયા.

રાંદેર જીલ્લા સુરત.

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક
છાપવાનું ઠેકાણું:—શ્રી 'અનાવિલ બંધુ' પ્રીન્ટીંગ પ્રેસ,
બુરાનપુરી ભાગળ, ખાડાવાળી પોળ—સુરત.